રાધાસ્વામી દયાળની દયા, રાધાસ્વામી સહાય.

# રાધાસ્વામી મત સંદેશ.

———:0:———

રાધાસ્વામી ટ્રસ્ટની પરવાનગીથી છાપવામાં આવ્યું છે.







પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦

કીમત રૂ। ૦—૮—૦.

શ્રી "ઓગસફ પ્રિન્ટીંગ પ્રેસ." ઓગમહમા પટેલ મનોરભાઈ કુલાભાઈએ "રાધાસ્વામી ટ્રસ્ટને" માટે છાપ્યું




## રાધાસ્વામી મત સંદેશ.

જે લોક સત્પદના સાચા શોધક છે, અને પોતાના જીવના પુરા અને સાચા ઉદ્ધારને માટે ખરા અંતઃકરણની લાગણી પૂર્વક (દર્દની સાથે) સાચી ઇચ્છા રાખે છે, એટલે જે સાચા પરમાર્થી છે, અને દુનિયાની તરફથી જેના હૃદયમાં કોઈપણ દરજ્જાની ઉદાસીનતા આવી છે. તેમને માટે સત્મતનું રહસ્ય (ભેદ) આ વચનમાં કહેવામાં આવે છે.

## રાધાસ્વામી મત એટલે શું ?

૧ રાધાસ્વામી મતને સંતમત કહે છે, અને એજ સાચામાં સાચો મત છે; એટલે સત્પદના રહસ્યને (ભેદને) સમજાવી તેને પ્રાપ્ત કરવાના રસ્તાનો પતો બતાવે છે.

## રાધાસ્વામી નામનો મહિમા.

૨ સમગ્ર રચનાના સાચા માલીકનું નામ તે રાધાસ્વામી છે, અને તે ઈશ્વર, પરમેશ્વર, બ્રહ્મ અને પારબ્રહ્મ, આત્મા અને પરમાત્મા, ખુદા અને નિર્વાણપદ વિગેરે સર્વના અસલમાં સૃજનાર (નિજકર્તા) છે.

૩ આ નામ કોઈનું આપેલું અથવા ધારણ કરેલું નામ

નથી. તેને કુલ માલીકે કૃપા અને દયાથી પોતેજ પ્રગટ કરેલું છે. એટલે સદ્દગુરુ નામ ઉંચેના શુદ્ધ ચૈતન્ય પ્રદેશમાં જિભ્હા અને વાજાની મદદ વગર આપોઆપ પોતાની મેળે થઇ રહ્યું છે, અને એનો ધ્વનિ મહા ભાગ્યશાળી પ્રેમી અભ્યાસી પોતાના ઘટમાં સાંભળે છે.

૪ જે કોઇ એ નામને તેના નામી અને ધામ તેમજ ત્યાં પહોંચવા માટેના રસ્તાનો ભેદ સમજી પ્રેમની સાથે ગાશે. અથવા તેનું સ્મરણ અને ધ્યાન કરશે, તેમજ ચિત્ત લગાડીને નામના ધ્વનિને પોતાના ઘટની અંદર સાંભળશે; તો તે કુલ માલીક રાધાસ્વામી દયાળની દયા અને સદ્દગુરુની કૃપાથી ભવ-સાગરની પાર જશે, અને પરમાનંદને પ્રાપ્ત થઇને કાળના ક્લેશ અને જન્મ મરણનાં દુઃખોથી બચી જશે

## રાધાસ્વામી નામના અર્થ.

૫ આદિ સુરત એટલે આદિ ધૂનનું નામ **રાધા** છે, જે આદિ શબ્દથી ઉત્પન્ન થઇ છે; અને કુલ માલિક એટલે આદિ શબ્દનું નામ **સ્વામી** છે.

૬ કુલ રચનાને પ્રગટ એટલે પ્રકાશ કરનાર જે આદિ તત્વ તેનું નામ **શબ્દ અગર અવાજ** છે, અને તેજ કુલ રચનાના કર્તા છે.

૭ અથવા એવી રીતે સમજો કે અનામી પુરુષ એટલે સ્વામીથી જે આદિમાં ચૈતન્ય ધાર નીકળી તે ધારનું નામ **રાધા એટલે** ધૂન છે; અને તેનેજ **આદિ સુરત** કહે છે; અને સ્વામી નામ તે પુરૂષનું છે કે જે કુલ માલીક છે, અને જે અકથ, અપાર, અનંત અગાધ અને અનામ છે; અને જેનાં ચરણોમાંથી ધારા એટલે ધૂન આદિમાં પ્રગટ થઈ છે.

૮ આદિ ધારા એટલે ધૂન અથવા આદિ સુરત તે કુલ રચનાની કર્ત્તા છે, અને એટલા માટે તે **કુલ રચનાની માતા** છે; અને સ્વામી એટલે આદિ શબ્દ **કુલ રચનાના પિતા** છે.

૯ જ્યારે આ ધૂન અથવા ધારા ઉલટીને સ્વામી એટલે શબ્દની તરફ ધ્યાન અથવા લક્ષ્ય કરે છે, ત્યારે તે ધારાનું નામ રાધા અથવા આશિક એટલે પ્રેમી અને ભક્ત છે; અને શબ્દ એટલે સ્વામી, પ્રીતમ અથવા માશુક છે.

૧૦ જ્યાં સુધી આ ધારા અથવા ધૂન ચાલુ છે. ત્યાં સુધી તે ધારા અને શબ્દ બે જુદાં સમજવામાં આવે છે, અને જ્યારે તે ધારા ઉલટીને શબ્દ એટલે સ્વામીમાં સમાઈ જાય, ત્યારે બંનેનું જુદાપણું જતું રહી તે એકરૂપ થઇ જાય છે.

## રચના વિષે ખુલાસો.

૧૧ જે ધારા આદિમાં પ્રગટ થઇ, અને નીચે દૂર ઉતરીને સ્થંભી, અને ત્યાં એણે મંડળ બાંધીને રચના કરી, એ સ્થાનનું નામ **અગમલોક** છે; અને જે ધારા ત્યાં આવીને સ્થંભી તેનું નામ **અગમપુરૂષ** છે; એટલે રાધાસ્વામી દયાળના તખ્તનું સ્થાન છે.

૧૨ જ્યારે અગમલોકની રચના થઈ ચુકી, ત્યારે ત્યાંથી પણ ધારા પ્રગટ થઇ કંઇક દૂર નીચે ઉતરીને સ્થંભી, અને ત્યાં એણે મંડળ બાંધીને રચના કરી, એ સ્થાનનું નામ **અલખલોક** છે; અને જે ધારા ત્યાં આવીને સ્થંભી તેનું નામ **અલખપુરૂષ** છે.

૧૩ અલખપુરુષથી પૂર્વની પેઠે ધારા પ્રગટ થઈ નીચે ઉતરી જ્યાં સ્થંભી, ને મંડળ બાંધીને રચના કરી તેનું નામ **સતપુરૂષ** ને **સતલોક** છે.

૧૪ અહીં સુધી નિર્મળ ચૈતન્યની રચના થઈ, અને રાધાસ્વામી દયાળ પોતે એ સ્થાનોમાં વ્યાપક અને હાજર છે. અહીંયાં કાળ–ક્લેશ અને દુઃખ–દર્દ તથા જન્મ–મરણ નથી. આ તમામ સ્થાનો **દયાળદેશ** અથવા **સંતપ્રદેશ** તેમજ **નિર્મળ ચૈતન્ય દેશ** કહેવાય છે. આ દેશોનો પ્રકાશ શુદ્ધ શ્વેત રંગ છે.

૧૫ ઘણા લાંબા કાળ સુધી ઉપર પ્રમાણેની રચનાજ રહી. આ રચનામાં રહેનારી સુરતાઓને **હંસ** કહેવામાં આવે છે. આ નિર્મળ ચૈતન્ય દેશના પેટામાં અનંતદ્વીપ પેદા કરવામાં આવ્યા છે, કે જેમાં પણ હંસજ રહે છે. તેઓ ચૈતન્ય અમૃતનો આહાર કરે છે, અને પુરૂષના દર્શનનો આનંદ અનુભવે છે.

૧૬ ઉપર જે ધારાનું વર્ણન કરવામાં આવ્યું છે, તે ધારા ઘણીજ સૂક્ષ્મ છે; અને તેથી તે કોઇ રીતે નજરમાં આવી શકતી નથી. એટલે તેનો કોઇપણ પ્રકારનો આકાર માલૂમ પડતો નથી. જેવી રીતે લોઢાના નાના ટુકડા સામે ચુંબકના પત્થરને મૂકવામાં આવે, તે વખતે ચુંબક પોતાની સૂક્ષ્મ ધારો વડે કરીને લોઢાના ટુકડાઓને પોતાના તરફ ખેંચે છે; પરંતુ તે ધારાઓ તેમાંથી નીકળતી બીલકુલ દેખી શકાતી નથી. આ દ્રષ્ટાંત પણ સર્વાંગે લાગુ પડતું નથી; છતાં ધારાઓની સૂક્ષ્મતા સમજાવવાને માટે આપવામાં આવ્યું છે.

૧૭ સતલોકના મંડળ નીચે જે ચૈતન્ય હતું, તે શ્યામ રંગના સૂક્ષ્મ વાદળ માફક અંધકારથી ઢંકાએલું હતું. સદહું સતલોકથી જેમ જેમ દૂર થતું ગયું, તેમ તેમ તેનાપર સદહું વાદળોની ઘટ્ટતાની વૃદ્ધિ થઈ, તેનાં એક ઉપર એક

 મડ જેમ કોઇ ચીજ (દુંઆળી, કેળ વગેરે) પર ચઢે છે, એવી રીતે ચઢવા લાગ્યાં.

૧૮ સતલોકની નીચેથી જે શ્યામ ધારા ભુરા રંગની પ્રગટ થઈ, એ ધારા પણ ઉપરના લોકોની ધારાની માફક ચૈતન્ય હતી. સદહું ધારાએ સતપુરુષને વિનતિ કરી સતલોકની માફક રચના કરવાની પરવાનગીની માગણી કરી. તેને હુકમ મળ્યો કે નીચેના દેશોમાં જઈ રચના કરો. સદહું ધારાનું નામ **નિરંજન અથવા કાળપુરુષ** છે. અને તે નીચે ઉતરી એટલે, બ્રહ્માંડમાં તેનું નામ પારબ્રહ્મ ને બ્રહ્મ થયું છે.

૧૯ આ શ્યામ ધારા નીચે ઉતરી, પરંતુ ઉપરના લોકોની ધારાઓએ મંડળ બાંધીને જેવી રચના કરી, તે પ્રમાણેની રચના કરવામાં તે નિષ્ફળ થઇ. ત્યારે તે ધારાએ સતપુરુષને ફરીથી વિનતિ કરી મદદ માગી ત્યારે સતલોકથી બીજી ધારા પીળા રંગની પ્રગટ કરી નીચે ઉતારવામાં આવી. આ બીજી ધારા સુરતાઓનો ભંડાર (સંગ) લઇને આવી હતી, અને આ બંને ધારાઓએ મળીને હવે નીચેના દેશમાં રચના કરી. આ નવીન ધારાનું નામ **જ્યોત અથવા આદ્યા** છે. અને નીચેના દેશમાં એટલે બ્રહ્માંડમાં તેનુંજ નામ **માયા** થયું છે.

૨૦ પ્રથમ એ બંને ધારાઓએ બ્રહ્માંડની રચના એટલે બ્રહ્મસૃષ્ટિ કરી. આ દેશનું આવરણ કેટલેક દરજ્જે સાફ અને સૂક્ષ્મ હતું, અને તે કારણથી તે દેશની રચના પણ સૂક્ષ્મ થઇ.

૨૧ સતલોકની નીચે એક સ્થાન અથવા લોક રચવામાં આવ્યો કે જેને દયાળદેશનું દ્વાર સમજવું જોઇએ. આની નીચે એક મોટું મેદાન છે, જેને મહાશૂન્ય કહે છે, અને તે

દયાળદેશ અને બ્રહ્માંડ એટલે બ્રહ્મ અને માયાની વચમાં હદ રૂપે છે.

૨૨ મહાશૂન્ય નીચે ત્રણ સ્થાન નિરંજન અને જ્યોતે રચ્યાં છે; જે ત્રણેનો બ્રહ્માંડની હદમાં સમાવેશ થાય છે. નીચેના સ્થાનને **સહસ્ત્રદળ કમળ** કહે છે. તે સ્થાનમાં નિરજંન અને જ્યોતનું સ્વરૂપ પ્રગટરૂપે રહેલું છે. આ સ્થાન દુનિયામાં જેટલા મતો ચાલુ છે, તે સર્વે મતોનું સિદ્ધાન્ત એટલે છેવટનું ધ્યેયપદ છે. એની ઉપરના પદની હકીકત કોઈપણ મતનાં પુસ્તકોમાં લખવામાં આવી નથી. ફક્ત યોગેશ્વર જ્ઞાનીઓ બ્રહ્માંડના શિખર સુધી એટલે સહસ્ત્ર-દળ કમળની ઉપર બે મુકામો સુધી ગએલા. પરંતુ એ સ્થાનોના ભેદ તેઓએ ગુપ્ત રાખ્યા હતા. ફક્ત કોઈ કોઇ જગ્યાએ ઇશારામાં તેનું વર્ણન કરેલું છે; પરંતુ બ્રહ્માંડની પાર કોઇ ગયેલા નહિ. કેવળ સંતસદ્‌ગુરુ કે જે સત્‌લોકથી ઉતરી નીચે આવેલા તેઓ કુલ રચનાના ભેદથી જાણીતા હતા.

૨૩ સહસ્ત્રદળકમળથી ત્રણ ધારો સત્ત્વ, રજ, ને તમ જેને ત્રણ ગુણ અથવા **બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ** કહે છે તે પેદા થઈ. આ ધારાઓએ નીચેના દેશની રચના **જેને** **પિંડદેશ** કહે છે, અને જેમાં ૭ ચક્રનો સમાવેશ થાય છે તેને રચી.

૨૪ આ રચનામાં દેવતા, મનુષ્ય, પશુ અને નીચે જણા-વેલી બાકીની ચારે ખાણની સર્વ રચનાનો સમાવેશ થાય છે. આ દેશમાં આવરણની ઘટ્ટતા વિશેષ હોવાથી એટલે સ્થૂળ માયાના કારણથી તેની રચના પણ સ્થૂળ થઇ છે.

૨૫ ચાર ખાણનાં નામ નીચે પ્રમાણે છેઃ—૧ જરાયુજ એટલે જે જીવો ઓરથી વીંટળાએલા જન્મે છે તે. ૨. અંડજ એટલે ઇંડાંમાંથી જન્મે છે તે. ૩ સ્વેદજ એટલે પાણી અને

પરસેવાથી જન્મે છે તે. ૪ ઉદ્‌ભિજ્જ એટલે જમીનમાંથી ઉત્પન્ન થાય છે તે. જેવાં કે ઝાડ, વનસ્પતિ વિગેરે બીજાં પણ જે ખનિજ પદાર્થો છે તે.

૨૬ આ દરજ્જામાં સૂક્ષ્મ અને સ્થૂલ શરીરની સાથે પાંચ દૂતઃ—૧ કામ, ૨ ક્રોધ, ૩ લોભ, ૪ મોહ, ૫ અહંકાર; તેમજ ચાર અંતઃકરણઃ—૧ મન, ૨ ચિત્ત, ૩ બુદ્ધિ, ૪ અહંસ્ફુરણા (અહંતા); અને દશ ઇંદ્રિયો જેમાં પાંચ જ્ઞાનેંદ્રિયોઃ—૧ આંખ, ૨ કાન, ૩ નાક, ૪ જિવ્હા એટલે રસ લેવાની ઇંદ્રિય, ૫ ત્વચા એટલે ચામડી; તેમજ પાંચ કર્મેંદ્રિયોઃ—૧ હાથ, ૨ પગ, ૩ જીભ એટલે જેનાથી બોલાય છે તે ઇંદ્રિય, ૪ પેશાબની, ૫ ગુદાઇંદ્રિય આ પ્રમાણે શરીરની ક્રિયા કરવામાં ઓજાર રૂપી ઇંદ્રિયો સ્થૂળ અને સૂક્ષ્મ રચનાના પ્રદેશમાં એટલે લોકમાં ઉત્પન્ન થઈ.

૨૭ આ સૂક્ષ્મ અને સ્થૂળ લોકોમાં માયાએ અનેક પ્રકારના ભોગો કે જે સર્વે ઇંદ્રિયોના વિષય છે તેને પ્રગટ કર્યા; અને તેના ભોગોમાં મન અને ઇંદ્રિયો પોતે વિલાસ કરી રહી છે.

૨૮ સુરત એટલે જીવાત્માની ધાર જે ઉંચા પ્રદેશથી આવી છે, તે પ્રથમ મનને ચેતન કરે છે. બાદ મનના સ્થાનથી જે ધાર સુરત અને મનની મેળવણીથી ઉત્પન્ન થાય છે, તે ઇંદ્રિયોને ચેતન કરે છે. ઇંદ્રિયો મારફતે તે ધારાઓ ભોગો અને પદાર્થોમાં સામેલ થઈ તેમનો રસ તે ઇંદ્રિયોના સંબંધથી મનને આપે છે. સુરત સ્થૂળ દેહમાં રહીને ઇંદ્રિયો અને મનની મારફતે ઉપર પ્રમાણેની ક્રિયા આ પિંડ દેશમાં કરી રહી છે.

## પિંડમાં સાર તત્વ જે સુરત છે, તેના અને મનના સ્થાન વિષે નિરૂપણ.

૨૯ હવે સમજવું જોઈએ કે સુરતની ધાર દયાળ એટલે નિર્મળ ચૈતન્ય પ્રદેશથી આવી છે. અને તે સતપુરૂષ રાધાસ્વામીની અંશ છે. અંશનો અર્થ ટુકડો કે ભાગ નથી. અંશ કહેવાની મતલબ એ છે કે કુલ માલીકનું સ્વરૂપ જે સાર–તત્વરૂપ છે. તેજ સુરતનું સ્વરૂપ છે. અને તે કુલ માલીક સર્વ જગાએ હાજર છે; પરંતુ એક દેશમાં પ્રગટરૂપે આવરણ રહિત છે, અને બાકીના દેશમાં ગુપ્ત એટલે આવરણોથી ઢંકાએલા છે. અને આવરણો અથવા પડદા જેમ જેમ પ્રગટ દેશથી દૂર થતા ગયા, તેમ તેમ તે વધતા ગયા. જેમકે કાંદા તથા કેળના ઝાડપર પટપર પટ ચઢેલા છે, અને તે પડદાઓમાં બહારના પડદા કરતાં અંદરના પડદા કોમળ અને સૂક્ષ્મ રહેલા છે; તેવીજ રીતે માયાના પડદા ચૈતન્યપર ચઢેલા છે. પહેલો પડદો અતિ બારીક અને સૂક્ષ્મ છે, બીજો તેના કરતાં ઓછો બારીક છે, અને ત્રીજો પડદો બીજા કરતાં ઓછો બારીક છે. એવીજ રીતે સ્થૂળ માયાના દેશમાં સ્થૂળ એટલે જાડા પડદા છે, અને સુરત જે ચૈતન્ય સ્વરૂપ છે, તે આ પડદાઓમાં ગુપ્ત છે.

૩૦ પ્રગટ અને ગુપ્તની હકીકત સમજવાને માટે નીચે દ્રષ્ટાંત આપવામાં આવે છે. જેનાથી ઓછા વત્તા પ્રમાણમાં તે કંઈક અંશે સમજવામાં આવશે.

આ લોકમાં પાણી સમુદ્રમાં એક દેશી અને પ્રગટરૂપે છે, બાકી સર્વ સ્થાનમાં તે સર્વ દેશી તરીકે ગુપ્ત છે. એટલે આવરણો અને પડદાથી ઢંકાએલું છે. હવે તે જમીનરૂપ

આવરણો અથવા પડદા પાણી ઉપર કોઈ સ્થળે ચાર પાંચ હાથ, કોઈ જગ્યાએ દશ વીસ હાથ, કોઈ જગ્યાએ ચાળીસ પચાસ હાથ, અને કોઈ કોઈ જગાએ એનાથી પણ વિશેષ મોટા રહેલા છે. પરંતુ પાણી તે દરેક જગાએ રહેલું છે. એટલે જ્યારે આપણને જે જગાએ પાણીની જરૂર હોય ત્યારે તે જગાએ પાણી જેટલા ઉંડાણમાં રહેલું હોય, તેટલી જમીન તોડયા વગર તેને મેળવી શકાય નહિ. તેમજ તેને પ્રત્યક્ષ રીતે મેળવ્યા સિવાય તેનાથી ધારેલો હેતુ સધાય નહિ.

૩૧ બીજી ધાર નિરંજનથી (જેનું સ્થાન બ્રહ્માંડમાં છે, અને જે નીચેના દેશમાં પણ વ્યાપક છે, તેમાંથી) નીકળી, જેનું નામ મન થયું છે, જેમાં સ્ફુરણા એટલે તરંગ અને ખ્યાલ તેમજ સંકલ્પ વિકલ્પ ઉઠે છે, તેને મન કહેવામાં આવે છે. તે મન નીચેના દેશમાં ક્રમે ક્રમે સ્થૂળ એટલે જડ થતું ગયું છે એજ મન ઇંદ્રિયોનું પણ પ્રેરક છે.

૩૨ ત્રીજી ધાર માયાથી નીકળી, એ માયાનું સ્થાન પણ બ્રહ્માંડમાંજ છે. અને તે સર્વે નીચેના દેશમાં આવરણરૂપે હાજર છે. અને તે પણ ક્રમે ક્રમે વિશેષ સ્થૂળ એટલે જડ પડદારૂપે થતી ગઈ છે. એનાજ મશાલાથી શરીર અને ઇંદ્રિયો બની છે, અને તે સુરતની શક્તિથીજ ચેતન થાય છે, જે સુરત શક્તિની ધાર મનની મારફત પિંડમાં ઉતરીને ફેલાય છે.

૩૩ સુરતનું મૂળસ્થાન પિંડમાં બે નેત્રોની વચમાં જ્યાં અંદરની તરફ મધ્યમાં તિલ છે, તે સ્થાનમાં છે. અને ત્યાંથી તમામ પિંડમાં ફેલાએલી છે. જાગ્રત અવસ્થાની વખતે તે બન્ને આંખોમાં રહે છે. જ્યારે સુરતની ધાર અંદર અને ઉપરની તરફ ખેંચાઇ જાય છે, ત્યારે દેહ અને ઇંદ્રિયો જડ-

વત્ ક્રિયા રહિત થઇ જાય છે. અને શરીરનો તમામ વ્યવહાર બંધ થઈ જાય છે.

૩૪ મનની બેઠક ખાસ કરીને છાતીના મધ્ય ભાગે કાળજાની દોડીપર છે; ત્યાંથી તેની ધાર ઇંદ્રિયોમાં આવે છે, અને તમામ દેહમાં ફેલાય છે. પરંતુ એટલું સમજવાનું છે કે, જ્યાં સુધી સુરત ચેતનની ધાર ઉપરથી મનના સ્થાનપર ન આવે ત્યાં સુધી એ મન કાંઇપણ કાર્ય કરી શકતું નથી. એટલે તેનો વ્યવહાર બંધ રહે છે.

૩૫ માયાની ધાર જે દરેક જગાએ સ્થૂળરૂપ થઇ ગઇ છે, તેનાથી પિંડનાં અંગેઅંગ બનેલાં છે, અને તે ધાર આખા શરીરમાં વ્યાપક છે.

## સુરતની ખેંચાણની હાલતનું વિવેચન.

૩૬. જ્યારે મનુષ્યની આંખોની પુતળી ખેંચાઇ જાય છે, ત્યારે જલદીથી તેજ વખતે તે તુરત બેહોશ થઇ જાય છે. અને શરીરનો તમામ વ્યવહાર બંધ થઇ જાય છે; તેમજ મન અને ઇદ્રિયો પણ જડવત્ થઇ જાય છે.

૩૭ એવી રીતે જ્યારે એ ધારનું વધારે ખેંચાણ થાય છે, ત્યારે માણસ મરી જાય છે. ઓછું ખેંચાણ થવાથી ફક્ત બેહોશ થાય છે, અથવા નિદ્રા આવી જાય છે. અર્થાત બાહ્ય પદાર્થોથી જ્ઞાન શૂન્ય થાય છે.

૩૮ આથી સાબીત થાય છે કે શરીરનો તમામ વ્યવહાર સુરતની ધાર ઉપર છે. અને તે ધાર ઉપરથી એટલે દિમાક અથવા મસ્તકમાંથી નેત્રમાં અને ત્યાંથી તમામ શરીરમાં ઉતરે છે, અને ફેલાય છે. છેવટે અંત વખતે તેજ રસ્તાથી એટલે આંખોના મુકામથી અંદર ને ઉપરની તરફ થઇને ખેંચાઈ

જવું, અને શરીરને છોડી દેવું, આપણી આંખોથી પ્રત્યક્ષ-રીતે જોવામાં આવે છે. મરતી વખતે પગની આંગળીઓથી એ ધારનું ખેંચાવું શરૂ થઈ, ધીરે ધીરે ઉપરની તરફ નીકળી જાય છે, અથવા ચાલી જાય છે; અને જ્યારે પુતળીઓ ઉલટી ગઇ, એટલે ખેંચાઇ ગઇ, ત્યારે તેજ વખતે શરીરનું મરણ થાય છે.

૩૯ ઉપરની હકીકતથી એ વાત પણ સાબીત થઈ કે, જ્યારે જાગ્રત્ અવસ્થામાં સુરતાની બેઠક આંખોમાં છે, તે વખતે શરીર અને દુનિયાનું દુઃખ સુખ તેમજ ચિંતા અને ફીકર વ્યાપે છે, અને જ્યારે અંદરની તરફ થોડી ઘણી ખેંચાઈ જાય છે કે તુર્તજ તેજ વખતે શરીરની અને દુનિયાની તેમજ તેના દુઃખ સુખની લાગણીની ખબર રહેતી નથી. જેમ જ્યારે ડૉકટરલોક સીસી સુંઘાડે છે, તેજ વખતે સુરત અથવા જીવાત્માની ધાર જાગૃતના સ્થાનમાંથી ખસી જાય છે, અને ડૉકટરલોકો તેનું શરીર કાપી નાખે છે, પરંતુ તેનું ભાન તે મનુષ્યને કંઈપણ રહેતું નથી. આ દ્રષ્ટાંતથી પ્રગટ રીતે જોવામાં આવે છે કે, શરીર અને ઇંદ્રિયો જડ છે; અને સુરત ચૈતન્ય સ્વરૂપ છે, અને તેની ચેતન્યતાથી મન અને ઇંદ્રિયો ચેતનતાને પામે છે. વળી જ્યારે તેમનો સંબંધ સુરતાથી ઢીલો થઈ જાય છે, અથવા તૂટી જાય છે, તેજ વખતે શરીર અને ઇંદ્રિયો જડવત્ મુડદારૂપ થઇ જાય છે.

૪૦ ઉપરની હકીકતથી જાહેર થાય છે કે જે કોઈ પોતાની જિંદગીમાં સંસારનાં દુઃખ સુખ અને શરીરથી થતી પીડાઓથી બચવાની ઇચ્છા રાખતો હોય, તેણે એવી યુક્તિ કરવી જોઇએ કે જેથી પોતાની સુરતને આંખોના સ્થાનથી

અંદર અને ઉપરની તરફ જેટલે દરજ્જે આજથી અને જરૂરી સમજે તેટલે દરજ્જે (સદ્ગુરુ બતાવે તે ક્રિયા વડે) ખેંચી લઇ જાય, તો તેનો દુનિયાનાં દુઃખ સુખોથી બચાવ થઈ શકે તેમ છે.

## રચનાના ત્રણ વિભાગનું વર્ણન.

૪૧ સંતોએ સમગ્ર રચનાના ત્રણ મોટા વિભાગ પાડયા છે, અને તે ત્રણ વિભાગ નીચે પ્રમાણે છેઃ—

૧ પહેલો વિભાગ જેમાં નિર્મળ ચૈતન્ય એટલે કેવળ ચૈતન્ય મંડળ છે, અને ત્યાંના પ્રદેશ અને લોકોમાં સર્વ રચના કેવળ ચૈતન્યમય છે. આ મંડળને **દયાળ અથવા સંતદેશ** કહે છે.

૨ બીજો વિભાગ ઉપરના પહેલા વિભાગથી નીચે છે, જેનું વર્ણન ઉપર કરવામાં આવી ગયું છે, કે જે વિભાગમાં આવરણ એટલે માયાનું પ્રગટત્વ થયું છે. લાલથી માંડીને વાદળી કે કાળા વિગેરે જેટલા રંગ છે, તે સર્વે મન અને માયાના છે. આ વિભાગમાં ચૈતન્ય માયાના સૂક્ષ્મ પડદા અથવા આવરણથી ઢંકાએલું છે. એટલે સૂક્ષ્મ માયાનાં શરીરો તૈયાર થઇ તેમાં સુરતાઓ રહી તે દેશમાં ક્રિયા કરે છે. આ વિભાગને **બ્રહ્માંડ** કહેવામાં આવે છે.

૩ ત્રીજો વિભાગ, જેમાં નિર્મળ ચૈતન્ય ઉપર સૂક્ષ્મ માયાનાં આવરણ ઉપરાંત સ્થૂળમાયાનાં આવરણો ચઢેલાં છે. આથી કરીને આ દેશની રચના પણ અતિ સ્થૂળ તેમજ લોક પણ અતિ સ્થૂળ છે. આ વિભાગમાં પિંડનાં છ ચક્રોનો સમાવેશ થાય છે.

## આ લોકમાં સુરતની સ્થિતિ અને એની ક્રિયાનું વર્ણન; અને એમાંથી તેને બંધન રહિત થવાનું સાધન.

૪૨ આપણો આ પૃથ્વીલોક ત્રીજા વિભાગમાં છે, અને એ કારણથી અહીંની રચના સ્થૂળ છે; અને અહીંઆં સુરત કેટલાક પડદામાં ગુપ્ત છે. દ્રષ્ટાંત તરીકે કોઇપણ ઝાડનું બીજ લઇને તપાસીએ તો સમજાશે કે તેના ઉપર કેટલાં પડો અથવા છોડાં રહેલાં છે. વળી તેમની અંદર મગજ અને તે તે મગજની અંદર કોઇ ભાગમાં તે બીજની સુરત બેઠેલી છે, કે જે જ્યારે બીજને વાવવામાં આવે છે, ત્યારે તેમાંથી અંકુરરૂપે ફુટે છે: એટલે સુરતાની પ્રથમ ધાર બીજની અંદર મગજ છે, ત્યાંથી પ્રગટ થાય છે. તેના ઉપર જે પડદાઓ અથવા આવરણો છે, તેને શરીર અથવા દેહ કહેવામાં આવે છે.

૪૩ તેવાજ રીતે મનુષ્યની સુરત એટલે જીવાત્મા કેટલાક પડદા એટલે શરીરોમાં ગુપ્ત છે. પ્રથમ સ્થૂળ, બીજું સૂક્ષ્મ, ત્રીજું કારણ શરીર. આ ત્રણે શરીરોમાં સુરતનું આવવું જવું દરરોજ થાય છે.

૪૪ ઉપરની હકીકતથી સાબીત થાય છે કે, આ દેશ સુરત એટલે જીવાત્માનો નથી, કારણકે આ માયાનો દેશ છે. એટલે અહીંઆં કાળ અને માયા પ્રધાન છે, અને સુરત તેમને આધીન છે. જો કે અહીંઆંની સર્વે ક્રિયા સુરતની ધારની તાકાતથી થઇ રહી છે; પરંતુ આ લોકમાં સુરતનું મુખ નીચે બહિર્મુખ થઇ રહ્યું છે, અને તે કારણથી તેની ધારો મન અને માયાની સાથે મિશ્રિત થઇ ચાલુ રહે છે, અને તેથી મન અને માયાની અસર તેમાં પ્રબળરૂપે રહે છે.

એટલા માટે જીવનું વલણ સંસાર અને તેના ભોગોની તરફ વધારે થાય છે.

૪૫ હવે જ્યાં સુધી કોઈ મનુષ્યને ઉપરના દેશના વાસી અથવા ઉપરના દેશમાં જવાવાળા અભ્યાસીનો સંગ પ્રાપ્ત ન થાય, અને તે તેમની પાસેથી રસ્તાનો ભેદ અને ચાલવાની યુક્તિની સમજણ લઈને આ દેશ અને ઘાટ એટલે સ્થાનને ધીમે ધીમે છોડવાનું શરૂ નહિ કરે, ત્યાં સુધી સાચી અને પુરી રીતે મન અને માયાના જોરમાંથી નહિ નીકળે; તેમજ તેવા મનુષ્યની સંસારીઓના સંબંધથી જે જુની આદતો, સ્વભાવ, ઇચ્છાઓ, અને વલણો પડી ગઈ છે તે બદલાશે નહિ.

૪૬ જે સોબત કે ધંધામાં જે કોઈ હોય છે, તેના સંગ, દર્શન કે અનુભવથી તેના ઉપર ભારે અસર થાય છે. એટલે જે આદમીની તેને સોબત હશે, અગર જેને તે પોતાની આંખથી જોશે, અથવા જે કોઈ હાલત તેના ઉપર ગુજરશે, તે મુજબ તેની રહેણી, વ્યવહાર, અને ચાહ થશે; અને જે ચાહ તેના મનમાં જબર હશે તેને પુરી કરવાને માટે તે ઉમંગ સાથે મહેનત કરશે.

## અમર અને પરમ સુખની પ્રાપ્તિને માટે જતન કરવાની જરૂર છે. અને તેનુંજ નામ સાચો પરમાર્થ છે.

૪૭ સર્વ જીવો દુનિયાનાં સુખોને મેળવવાને વાસ્તે અગર દુઃખો દૂર કરવાને માટે પ્રયાસ કરી રહ્યા છે. પરંતુ આ દુનિયામાં જેટલાં સુખ છે, તે સર્વ મન અને ઇંદ્રિયોના ભોગ છે; અને તેઓ નાશવાન, તુચ્છ અને જડ છે. વળી જો કોઇને એ સર્વ સુખો વખતે મળી પણ ગયાં, તોપણ

એક દિવસ એ સર્વે સુખોને જરૂર મરણ વખતે છોડવાં પડશે; અને જો એનીજ ચાહ મનમાં જબર રહી, અને ઉમર-ભર એજ કામ કરતો રહે, તો એવી ઇચ્છાઓ, સ્વભાવ તથા આદતની માફક ફરીથી જન્મ ધરવો પડશે; અને પરિણામે જન્મ—મરણનું ચક્કર હમેશને માટે ચાલુ રહેશે, અને દુઃખ-સુખ ભોગવતો રહેશે, અને ગમે તેટલો પ્રયત્ન કરશે, તોપણ શરીરનાં દુઃખસુખથી કદી નીકળી શકશે નહિ.

૪૮ હવે સમજવું જોઇએ કે જેટલા પ્રકારનું સુખ, જ્ઞાન, આનંદ અને રસ છે, તે તમામ સુરતની ધારના આધારથી પ્રાપ્ત થાય છે. જો એ ધાર સામેલ ન થાય, અથવા ખસી જાય, તો એ સર્વે સુખ, અને આનંદ તથા જ્ઞાન જતાં રહે છે. હવે જ્યારે સુરતની દરેક ધારમાં એવી રીતનો રસ અને આનંદ છે, કે મનુષ્ય તેમાંજ ફસી રહે છે, તો વિચાર કરો કે સુરતના ભંડારમાં એટલે નિર્મળ ચૈતન્ય પ્રદેશમાં કે જ્યાંથી તમામ સુરતાઓ આવી છે, ત્યાં કેવો ભારે રસ, આનંદ સુખ, અને જ્ઞાન હશે !

૪૯ એટલા માટે દરેક મનુષ્ય જો કે પુરૂષ અગર સ્ત્રી હોય, તેમની દરેકની ફરજ છે કે તેમણે પરમાનંદની પ્રાપ્તિને વાસ્તે થોડો ઘણો પણ પ્રયત્ન કરવો જોઇએ. અને જે પ્રમાણમાં એ પ્રયત્ન કરતો જશે, તે પ્રમાણમાં તે આ નીચેના દેશથી ઉંચેના દેશમાં ચઢીને વિશેષ સુખ ભોગવતો જશે, અને ધીમે ધીમે એક દિવસ પરમ અને અમર આનંદના ભંડારમાં પહોંચી જશે, અને ત્યાં પહોંચીને પોતે અમર થઇ જશે. કારણકે તે દેશ નિર્મળ ચૈતન્યનો ભંડાર હોવાથી અમર છે, અને તેનું સુખ પણ અમર છે.

૫૦ જે કોઇ આ વાતને નહિ માને, તે આ નીચેના

દેશમાં પડી રહેશે, અને વારંવાર ઊંચી નીચી યોનિઓમાં અને ઊંચા નીચા દેશમાં દેહ ધારણ કરી, દુઃખસુખ ભોગવતો રહેશે; અને પોતાની કરણી અને કર્મો અનુસાર તે યોનિઓનાં ફળ પામશે.

૫૧ મનુષ્યમાં ત્રણ પ્રકારની તાકાતો રહેલી છે. પહેલી દેહ અને ઇંદ્રિયોની, બીજી મન અને બુદ્ધિની, ત્રીજી સુરત અથવા ચૈતન્યની. જો કોઇ આ ત્રણે તાકાતોને જાગૃત કરવાની યુક્તિથી પ્રયત્ન કરી જાગૃત્ કરે છે, તો તે સર્વેમાં શ્રેષ્ઠ કહેવાય છે, અને ઉંચા દરજ્જામાં પહોંચી શકે છે, અને માલીકના ગુપ્ત રહસ્યને જાણી શકે છે. જો કોઇ એકાદ તાકાતનેજ ફક્ત જાગૃત કરશે, તે તેના પ્રમાણમાં લાભ પ્રાપ્ત કરશે. પરંતુ જે સુરતની તાકાતને મંથન એટલે અભ્યાસ કરીને જાગૃત કરશે, તેની બરાબરી કોઈ કરી શકશે નહિ. વળી તે ખુદ માલીકનો પ્રીતિપાત્ર થઈ જશે, અને સર્વ રચના તે શખ્સના હુકમ પ્રમાણે વર્તશે.

૫૨ હવે સમજો કે, જેણે દેહ અને ઇંદ્રિયોની તાકાતને પણ કેળવી જાગૃત કરી નથી, તે ફક્ત મજુરીનું અથવા હળ હાંકવાનું કામ કરીને મુશ્કેલીથી પોતાનું અને પોતાના કુટુંબનું પેટ ભરી શકે છે, અને તે હેવાનોની માફક મૂર્ખ રહે છે; અને જેઓએ એ તાકાતને કેળવી જાગૃત કરી—જેવી કે સીવવાની, લખવાની, જમી લેવાની, ગાવા બજાવવા વિગેરેની—તેઓ પોતાની મહેનતથી કેટલા પ્રમાણમાં તેનો ફાયદો મેળવી શકે છે?

૫૩ જે લોક બુદ્ધિ અને વિદ્યાની તાકાતને શાળાઓમાં અભ્યાસ અને મહેનત કરીને જગાવે છે, તે લોક કેવી રીતે

હાકિમ, ડૉક્ટર, જડજ, મુન્સફ, વિગેરેનો મોટો માનમરતબો દરજ્જો પ્રાપ્ત કરે છે, અને પોતાની મહેનત અને કાર્યના પ્રમાણમાં વિશેષ લાભ મેળવે છે, અને કેટલેક દરજ્જે તેને માન બડાઈ મળે છે, અને હજારો લાખો આદમીપર તે હુકમ ચલાવે છે.

૫૪ હવે જેણે પોતાની સુરત એટલે આત્મિક તાકાતને અભ્યાસ કરીને જાગૃત કરી છે, જેવા કે, કબીરસાહેબ, ગુરૂ-નાનકસાહેબ જેઓ સંત થઈ ગયા છે, અને કૃષ્ણમહારાજ, રામચંદ્રજી, તથા બૌદ્ધજી જેઓ અવતાર હતા, અને વ્યાસ અને વસિષ્ઠ વગેરે મહાત્માઓ, અને હજરતઈસા, હજરત-મહમદ, અને બીજા પેગંબરો અને ઓલીઆ વગેરે, તેમનો કેટલે દરજ્જે મહિમા અને કીર્તિ થઈ કે, ઓરત, મર્દ, અને બચ્ચાં અનેક દેશોમાં તેમના નામને માન આપે છે, અને તેમની વાણી અને વચનને પોતાની મુક્તિનો આધાર સમજે છે: અને કેવા ભાવ અને પ્યારથી તેમની પૂજા અને યાદગીરી કરે છે. વળી જો કે તેમના અસ્તિત્વને સેંકડો કે હજારો વર્ષો થઈ ગયાં છે, પરંતુ તેમનું નામ અને વાણી ખરેખર લોકોના હૃદય ઉપર તાજી અસર હાલ પણ કરે છે.

૫૫ હવે સમજવું જોઈએ કે દરેક સ્ત્રી અને પુરુષની ફરજ છે કે થોડી ઘણી ત્રણે તાકાતોને તેણે અભ્યાસ કરીને જાગૃત કરવી જોઈએ.

૫૬ અને જો એવું નહિ કરે તો આ તાકાતો જેવી રીતે બીજરૂપે જાગ્રત્ થયા સિવાયની સૂતેલી ગુપ્તરૂપે હતી, તેવીજ રહેશે, અને એના જાગ્રત્ થવાથી જે લાભ પ્રાપ્ત થઈ શકે છે, તેનાથી વિમુખ રહી અભાગી રહેશે.

૫૭ એ તાકાતોમાંથી સુરત એટલે આત્મિક તાકાતને તો

અવશ્ય થોડી ઘણી દરેક મનુષ્યની જાગૃત કરવાની ખાસ ફરજ છે કારણકે તેમાં જીવનું કલ્યાણ રહેલું છે, અને તેથી માલીકના દેશમાં પહોંચી પરમ આનંદને પ્રાપ્ત કરી શકાય છે, અને એવી રીતે નહિ કરવામાં આવે તો હંમેશ અંધકાર એટલે માયાના ઘેરમાં પડી રહેવું પડશે, અને શરીરો ધારણ કરી દુઃખ સુખ અને જન્મમરણની પીડા ભોગવવી પડશે.

૫૮ તે ઉપરાંત કલમ ૩૬ થી ૪૦ સુધી વાંચવાથી જણાશે કે, સુરત અંતકાળ વખતે આંખોનેજ રસ્તે થઈને જાય છે. એટલે જ્યારે આંખોની પુતળી ઉલટી જાય છે, તે વખતે તુરત મૃત્યુ થાય છે. હવે દરેક મનુષ્ય સ્રી કે પુરુષને ખરી રીતે જોતાં આવશ્યક છે કે, તેણે મરણના સમય પહેલાં જેટલે દરજ્જે બની શકે તેટલે દરજ્જે અભ્યાસ કરીને રસ્તો કાપવો. એટલે તે પ્રદેશની રચના કુદરત અને હકીકતનો પોતે અનુભવ કરી જોવો જોઈએ. વળી ઉપરની તરફ ચાલવામાં વધારેમાં વધારે આનંદ અને સુખ મળતું જશે, કે જેનો અનુભવ આ જિંદગીમાં મન અને સુરતને થશે, તો મરણ વખતે કોઇ ભારે દુઃખ પીડા કે ચિંતાના પ્રસંગે તેને દુઃખ ઘણુંજ ઓછું થશે, અને એવા વખત પર પોતાની ભીતર અથવા અંદરની તરફ મનનું વલણ રાખવાથી જરૂર જલ્દીથી ફાયદો પ્રાપ્ત થશે.

૫૯ એવા અભ્યાસીને કુલ માલીક રાધાસ્વામી દયાળની દયા અને કૃપા, તેમજ તે, દરેક પ્રસંગે તેની અંગસંગ એટલે દેખીતી રીતે હાજર રહેલાં છે. તેની સાબીતી પોતાના અંતરમાં મળવાથી દિવસે દિવસે તેને માલિકનાં ચરણોમાં પ્રીતિ અને પ્રતીતિ વધતી જશે, અને તેનાં દુનીઆનાં કામોમાં પણ બંદોબસ્ત માલીકની મોજ એટલે ઈચ્છાનુસાર સહજમાં

થઈ જશે. વળી એના મનમાં સંસાર અને સંસારના પદાર્થો તરફથી સહજ ઉદાસીનતા થતી જશે; અને ભક્તિની વૃદ્ધિ દિન પ્રતિદિન થઈ પોતાનો આ જિંદગીમાં સાચો ઉદ્ધાર થતો દેખી શકશે.

૬૦ સાચો પરમાર્થ એનું નામ છે કે, પોતાના ઘટમાં જે રસ્તે થઈને સુરત રાધાસ્વામી દેશથી ઉતરીને પિંડમાં આવી છે, તેજ રસ્તેથી તેને ચલાવી પોતાના દેશમાં પાછી પહોંચાડવી, અને પોતાનાં સાચાં માતા પિતા રાધાસ્વામી દયાળનાં ચરણોમાં પહોંચીને તેમના દર્શનનો વિલાસ અને આનંદ પ્રાપ્ત કરવો.

૬૧ સંતમતમાં કુલ માલીકનો મહિમા અને પૂજા છે; અને એ પૂજા જાહેર અને પ્રગટ રીતે નથી, પરંતુ એનો ભેદ લઈને એમને મળવાનો પ્રયત્ન કરવો એજ પૂજા છે, અને એમનાં ચરણોમાં દિન પ્રતિદિન પ્રીતિ અને વિશ્વાસ વધારવો, એજ એમની સાચી ભક્તિ છે. વળી જ્યારે સાચા અને કુલ માલીક સર્વ ઠેકાણે હાજર છે, અને મનુષ્ય આ લોકમાં સર્વથી શ્રેષ્ઠ અને ઉત્તમ છે, તો માલીકનો પ્રકાશ મનુષ્ય શરીરમાં બીજી બધી રચનાઓ કરતાં વધારે છે. આથી કરીને જો કોઈ એમને મળવાની અગર એમનો પ્રકાશ કે દર્શન પ્રગટ સ્વરૂપે કરવાની ઈચ્છા કરે, તો તેને માટે એ ઉચિત છે કે પોતાના ઘટમાં માલીકનો પત્તો અને ભેદ લઈને ખોળ કરવી. કારણકે મનુષ્યનું શરીર સર્વ રચનાનો નમુનો છે, એટલે કે એ શરીરમાં જે કંઈ બહાર રચના જોવામાં આવે છે, તે સર્વ નાના પ્રમાણથી રહેલી છે. દાખલા તરીકે એક મોટી તસ્વીર, અને બીજી તેની નકલ નાની તસ્વીર; એ બેઉમાં બરાબર રીતે તમામ આકાર મોટી અને

નાળીના પ્રમાણમાં રહેલા છે.

૬૨ બાહિર્મુખ પૂજા જેટલા પ્રકારની છે, તે સર્વ અસલ પૂજાની માત્ર નકલ છે, અને તે મનુષ્યથી નીચેના દરજ્જાની રચનાની છે. વળી તે અસલી પૂજાથી બહુ દૂર છે, એટલે તેનો સબંધ અસલની સાથે લાગેલો નથી. એટલે અસલનો ભેદ જે ઘટમાં છે તે તેમજ તે ભેદને પ્રાપ્ત કરવાની જે યુક્તિ તે પૂજા કરનારને ખબર નથી, અને તેથી તેની કરેલી પૂજા સર્વ નકામી કે ફોકટ જાય છે. કારણકે તે ક્રિયાથી કોઈ દિવસ અસલની પ્રાપ્તિ નહિ થાય. અસલની પ્રાપ્તિને માટે તો ઘટમાં તેનો ભેદ જાણીને તેની યુક્તિ પ્રમાણે અંતરમાં અભ્યાસ કરી તેની કમાઈ કરવી જોઈએ.

૬૩ આ ભેદ અને યુક્તિ એટલે અભ્યાસની કુંચી આ વખતમાં કેવળ રાધાસ્વામી મતમાં મળી શકે છે. બીજા કોઈ મતમાં તેના ભેદ અથવા રસ્તાનું વર્ણન સરખું પણ નથી. વળી તે યુક્તિ એવી છે કે બાળક, જવાન, વૃદ્ધ—ગમે તો પુરૂષ હોય કે સ્રી—કોઈપણ, નુકશાન કે વિઘ્ન સિવાય સહેલાઈથી તેની કમાઈ કરી શકે છે.

૬૪ બીજા મતોમાં પ્રાણાયામને અંતર અભ્યાસની બાબતમાં સર્વથી ઉંચામાં ઉંચો યોગના સાધન તરીકે માનવામાં આવે છે. પરંતુ તે એવો મુશ્કેલી ભરેલો અને વિઘ્નકારક છે કે, વિરક્તોથી પણ બરાબર થઈ શકતો નથી; તો દુનિયાના કામમાં ગુંથાએલા ગૃહસ્થોથી તેમજ ખાસ કરીને સ્રીઓથી તો એવાં કઠણ અભ્યાસનાં સાધનોની પ્રાપ્તિ અને પ્રાણોને રોકીને ચઢાવવાનો અભ્યાસ બીલકુલ થઈ શકે તેમ નથી, અને આ કારણથી તેમનો ઉદ્ધાર આવા મતોના અનુ-

સાર થઈ શકવો અશક્ય છે.

૧૫ આ મતોના આચાર્યોએ સત્‌તત્ત્વની પ્રાપ્તિને માટે પ્રાણની ધારપર સવાર થઈને રસ્તે ચાલવાનું બતાવ્યું છે. એટલે પ્રાણયોગનો ઉપદેશ કર્યો છે; પરંતુ સંતોએ સુરત ચૈતન્યની ધારની સવારી મુખ્યત્વે બતાવી છે. હવે વિચાર કરો કે ચૈતન્યની ધાર મુખ્ય છે કે પ્રાણની ધાર? નિદ્રાવશ થએલાં પ્રાણીની પ્રાણની ધાર ચાલુ રહે છે, પરંતુ મન-ઈંદ્રિયોની સર્વ ક્રિયાઓ બંધ થઈ જાય છે. જાગૃત અવસ્થામાં જ્યારે સુરત ચૈતન્યની ધાર આંખોના મુકામપર આવીને સ્થિતિ કરે છે, ત્યારે તન, મન, ઈંદ્રિયોના સર્વ વ્યવહાર પહેલાંની માફક ચાલુ થઈ જાય છે. આથી ખુલ્લી રીતે જાહેર થાય છે કે જો કોઈ સુરત ચૈતન્યની ધારપર સવાર થઈને પોતાના અસલી ઘરની તરફ ચાલશે તો તે ત્યાં સુખેથી પહોંચી શકશે: અને તન, મન, અને ઈંદ્રિયો તેના કાબુમાં જલ્દીથી આવી જઈ રસ્તામાં તેને કોઈપણ પ્રકારનો ભય અને વિઘ્નો હરકત કરશે નહિ. અને જો પ્રાણની ધારને આશરે ચાલશે તો પ્રાણોને રોકીને ચઢાવવા, તેમજ બીજાં મુકરર કરેલાં સાધનોને અમલમાં મૂકવાં, તે બહુજ કડણ અને મુશ્કેલ થઈ પડશે. વિરક્ત અને ત્યાગીઓને પણ આ સાધનોને અમલમાં મૂકવાં અશક્ય થઈ પડે છે, તો ગૃહસ્થાશ્રમીઓથી તે કેવી રીતે બની શકે? આથી કરીને આ રસ્તો બીલકુલ બંધ થઈ ગયો છે. ફક્ત વાણીના વ્યવહારમાં અથવા લખાણમાં આ અભ્યાસની વાત રહી ગઈ છે, અને જો અપવાદ તરીકે કોઈએક ત્યાગીથી આ અભ્યાસ થોડો ઘણો બન્યો, તોપણ બાકીના સર્વ ત્યાગીઓથી તેમજ સર્વ ગૃહસ્થીઓથી તે બની શકે તેમ નથી; તો પછી એવા

રસ્તાનું વર્ણન કરવાથી ફાયદો શો ? પુસ્તકોમાં તેનું વર્ણન લખવાથી તેમજ મોઢે તેની હકીકત કહેવાથી અભ્યાસના ફળની પ્રાપ્તિ થઈ શકતી નથી.

૬૬. આટલા માટે સંતોએ જે અભ્યાસ બતાવ્યો છે, તેને માનવો, અને તે પ્રમાણે થોડો ઘણો તેનો અભ્યાસ કરવાની દરેક સ્ત્રી અને પુરૂષને ખાસ જરૂર છે. કેમકે તેના વગર દુનિયા અને દેહનું દુઃખસુખ અને જન્મમરણનાં સખત દુઃખોથી બીજી કોઈ રીતે બચાવ થઈ શકે તેમ નથી, અને આ કારણથી સાચો ઉદ્ધાર અને મુકિત બીજા મતોમાં બતાવેલા અભ્યાસ કરવાથી મળી શકે તેમ નથી.

## સુરત શબ્દના અભ્યાસની હકીકતનું વર્ણન.

૬૭ આ અભ્યાસનું નામ સુરતશબ્દયોગ છે. એટલે સુરતને શબ્દની સાથે અનુસંધાન કરીને ચઢાવવી. શબ્દનો અર્થ કેવળ અવાજ નથી, પરંતુ ખરી રીતે ચૈતન્યની ધાર છે. કારણકે જ્યાં ધાર ચાલુ છે ત્યાં તેની સાથે અવાજ પણ નિયમસર હોય છે. ધાર દેખાતી નથી, પણ અવાજથી તેનું ઓળખાણ થાય છે. જેવી રીતે મનુષ્યનું અસલીરૂપ એટલે તેની સુરતાનું અથવા જીવાત્માનું સ્વરૂપ દેખવામાં આવતું નથી; પરંતુ તેના બોલવાથી માલૂમ પડે છે કે તેનામાં જીવ રહેલો છે; અને તેજ સર્વ ક્રિયાઓ કરે છે. આ શબ્દ ચૈતન્યનું પ્રગટ સ્વરૂપે નિશાન છે. જ્યાં શબ્દ નથી, ત્યાં ચૈતન્ય પણ નથી. એટલે તે ગુપ્ત છે.

૬૮ સુરતચૈતન્યને શબ્દચૈતન્યની સાથે સંબદ્ધ કરવાની મતલબ એ છે કે, સુરત કે જે શબ્દની ધાર છે, તેને પોતાના ઘરની તરફ અવાજની દોરીને આધારે ઉલટાવવી. કેમકે

અવાજના કરતાં (જેવું) અંધારામાં પ્રકાશ કરી રસ્તો બતાવનારૂં બીજું કોઈ સાધન નથી. જેમકે કોઈ માણસ અંધારી રાત્રિમાં જંગલનો રસ્તો ભૂલી જાય, અને આકાશમાં વાદળાંની ઘટા છવાએલી હોવાથી ચંદ્રમા, તારાઓ, વીજળી, અથવા મશાલ વિગેરે કોઈ સાધન નહિ હોવાથી, તે ભૂલેલા માણસને કોઈપણ આધાર હોતો નથી; તે વખતે કોઈ નજદીકના ગામમાંથી માણસોનો અવાજ આવતો માલૂમ પડે તો તે અવાજને લક્ષમાં લઈને તે ભૂલેલો માણસ ગામમાં પહોંચી શકે છે.

૬૯ એવી રીતે અનહદ શબ્દનો અવાજ જે દરેક ઘટઘટમાં રહેલો છે, અને જે જિવ્હા અને વાજાની મદદ વગર હરવખત ચાલુ છે, અને જે અવાજ ઉંચામાં ઉંચા પ્રદેશથી એટલે કુલમાલીકના ધામથી આવી રહ્યો છે, અને જે રસ્તામાં આવતા દરેક સ્થાનપર સ્થંભીને ફરી ત્યાંથી જે ધાર નીકળી છે; તે ધારના સબંધથી પ્રગટ થઈ કંઈક ફેરફારની સાથે ઠેઠ ઉપરના મુકામથી તે નીચેના મુકામ સુધી બરાબર રીતે ચાલુ છે, અને તે દરેક પિંડ અને સમગ્ર રચનાંમાં વ્યાપી રહેલો છે. હવે જે કોઈ અવાજનો ભેદ અને પત્તો લઈને એટલે દરેક સ્થાનના શબ્દની હકીકત શબ્દભેદી ગુરૂની પાસેથી સમજી લઈને, પોતાના મન અને ચિત્તથી તે અવાજને સાંભળતો સાંભળતો પોતાની આંખોની અંદર જે રસ્તો છે, ત્યાંથી ચાલવું શરૂ કરે, તો જે સ્થાનથી પ્રથમ અવાજ આવી રહ્યો છે, તેની સમીપમાં દિન પ્રતિદિન પહોંચતો જશે; અને ફરી ત્યાંથી બીજો શબ્દ પકડી આગળ પ્રયાણ કરશે. એવી રીતે રસ્તાનાં સર્વ સ્થળોને કાપતો કાપતો એક દિવસ કુલ માલીક રાધાસ્વામી દયાળના દેશમાં જઈ પહોંચશે.

૭૦ કુલ માલીક અરૂપ અને વિદેહી છે, તેથી તેનું ધ્યાન કોઈપણ રીતે કોઈ શખ્સ કરી શકે તેમ નથી, પરંતુ કુલ માલીકનાં ચરણોમાંથી જે શબ્દ ચાલુ થયો છે, તેનો આધાર લઈને અભ્યાસી પોતે ધ્યાન કરતો કરતો પહોંચી શકે છે. કેમકે માલીકનો પ્રથમ પ્રકાશ અથવા નિશાન શબ્દજ છે. વળી જેમ માલીક અરૂપ છે, તેમ શબ્દ પણ અરૂપ છે; પરંતુ ધ્યાનમાં તે બહુજ ભારે મદદ આપે છે; એટલે તે ધ્યાતા પુરૂષને તેના ઈષ્ટની પાસે પહોંચાડે છે. એવી રીતે અરૂપનું ધ્યાન કરીને અભ્યાસી તે અરૂપપદમાં પહોંચી શકે છે. આ રસ્તામાં ખાત્રીપૂર્વક સીધે રસ્તે જવાને માટે આવી સરળ અને વિઘ્ન વગરની બીજી કોઈપણ રીત નથી. ટુંકામાં કુલ માલીકના ધામમાં પહોંચવા માટે તે સિવાય બીજો કોઈ રસ્તોજ નથી. કેમકે સુરતચૈતન્યની ધારજ શબ્દની ધાર છે. તેથી વિશેષ બીજી કોઈપણ ધાર રચવામાં આવી નથી. એટલે તે બીજી સર્વ ધારોની કર્ત્તા અને ચેતન કરવાવાળી છે. ખુદ પ્રાણની ધાર પણ તેજ ધારથી ચેતન થાય છે, એટલે સુરત શબ્દથી વિશેષ સારી કોઈપણ યુક્તિ રચવામાં આવી નથી, તેમજ તેવી કોઈ હોઈ શકે પણ નહિ.

૭૧ એટલી વાત તો સર્વને માલૂમ હશે કે, સુરત ચૈતન્યને અવાજની સાથે કુદરતી એટલે સ્વાભાવિક રીતે અસલી પ્રેમ છે. જેમ કોઈ પણ માણસ બહુ જરૂરી કામને માટે રસ્તામાં જતો હોય, અને ત્યાં કોઈ સ્થળે ઉત્તમ ગાયન કે વાજીંત્ર ચાલી રહ્યું હોય, તો તે જરૂર થોડા વખતને માટે ત્યાં ઉભો રહીને ઉમંગથી સાંભળશે. કેવળ માણસનેજ નહિ, પરંતુ જાનવરને પણ ઉમદા વાજાં અને રસીલા અવાજની સાથે પ્યાર અને પ્રેમ છે; અને તે અવાજને તેઓ એકાગ્ર ચિત્તથી

લાગણીપૂર્વક ધ્યાન આપીને સાંભળે છે, અને સાંભળીને આનંદ પામતાં નજરે પડે છે. આનું કારણ એ છે કે સુરત ચૈતન્યનો ભંડાર શબ્દ છે, અને એ પોતે પણ શબ્દસ્વરૂપે છે, એટલા માટે અવાજની સાથે તેની પ્રીતિ અથવા પ્રેમ સ્વભાવિક છે. સુરત અને મન મધુરરસવાળા અવાજને સાંભળીને મસ્ત થઈ જાય છે, અને તેવા ગાનાર તથા વાજીંત્ર વગાડનારની સાથે સાથે ફરવા લાગે છે, અને કોઈ કોઈ વખત ઘણી ખુશાલીમાં આવી જઈ નાચવા પણ લાગે છે, અને તેથી વિશેષ ખુશાલીમાં આવી જાય તો બેહોશ થઈ જાય છે.

૭૨. જેને પરમાર્થની પ્રાપ્ત કરવાનો સાચો શોખ થએલો હોય, તેણે આ અભ્યાસને કેટલાક રોજ એટલે પંદર દિવસ કે મહીનો કરીને તેની પરીક્ષા કરી જોવી, તો તેને તેનાથી થતા ફાયદાનો અનુભવ સમજાય. કારણકે આ રાધાસ્વામી મત વર્તન (કરણી) કરવાનો છે, વાતો અને વિદ્યાબુદ્ધિની ચતુરાઈનો નથી. વિદ્વાન લોકો બુદ્ધિના અહંકારમાં સંતોનાં વચનોને પક્ષપાત રહિત વિચારપૂર્વક કાળજી સાથે સાંભળતા નથી, અને તેથી તેઓ આવા ઉંચા મતના લાભથી વિમુખ રહી જાય છે; અને તેથી તેમને સાચા માલીકની તેમજ તેમને મળવાના સાચા રસ્તાની યુક્તિની ખબર સરખી પડતી નથી. તેઓ ફક્ત વાતોમાં સંતોષ માની રહી જાય છે, અને અહંકાર કરે છે કે તેમના બરાબર બીજું કોઈ જાણતું નથી; પણ ખરૂ જોતાં કુલ માલીકના સાચા ભેદથી તેમજ જીવ એટલે સુરત અને શબ્દની ધારથી બીલકુલ બેખબર રહે છે.

૭૩ જે કોઈ સાચો શોધક, અને પરમાર્થની કમાઈ કરવા-વાળો દર્દી છે, અને કોઈપણ મત અથવા રસ્તાનું જેને

બંધન અને પક્ષપાત નથી, તેમજ પોતાની વિદ્યાબુદ્ધિનો અહંકાર રાખતો નથી, એટલે જે કાંઈ જાણવાનું અને સમજવાનું છે તે જાણી લીધું છે એવું માનતો નથી, તે પુરૂષ રાધાસ્વામીમતના અભ્યાસની કમાઈ કરવાની લાયકાત ધરાવે છે; અને તે રાધાસ્વામીમતની હકીકત, ભેદ, અને અભ્યાસની યુક્તિને સાંભળીને મગ્ન થશે, અને ખરા અંતઃકરણથી તેને માન્ય કરશે, અને તેને અનુસાર કરણી કરીને તેના ફળને પ્રાપ્ત કરશે, એટલે પોતાની જીંદગીમાં પોતાનો સાચો ઉદ્ધાર અને સાચી મુક્તિની સાબીતીનો અનુભવ કરશે, અને એક દિવસ સાચા માલીકના દેશમાં પહોંચીને તેના દર્શનનો આનંદ મેળવશે, તેમજ જન્મમરણ અને દેહનાં દુઃખસુખોથી બચી જશે.

## રાધાસ્વામીમતના અભ્યાસીને પ્રેમ અને સાચા શોખની જરૂર, અને તેનો મહિમા.

૭૪ દુનિયામાં જેટલાં કામ છે, તે સર્વે શોખ અથવા પ્રેમ વગર બરાબર રીતે બની શકતાં નથી. એટલે જ્યાંસુધી તે કામમાં પુરી લાગણીપૂર્વક મન અને ઈંદ્રિયને લગાડવામાં આવે નહિ, ત્યાંસુધી તે કામ બરાબર બનતું નથી. તો પછી પરમાર્થની શોધ અને અભ્યાસ પુરી લાગણીપૂર્વક કર્યા વગર કેવી રીતે બરાબર બની શકે? એટલા માટે સાચા પરમાર્થીને રાધાસ્વામી મત પ્રમાણે ખાસ જરૂરનું છે કે, તેણે સત્સંગ અને અભ્યાસ પ્રેમપૂર્વક કરવો જોઈએ, કે જેથી તેના ફાયદાનો અનુભવ થાય; અને તેમ કરવામાં નહિ આવે તો તેની ક્રિયા નીરસ થઇ તેમાં કંઈ આનંદ પ્રાપ્ત થશે નહિ, અને પ્રીતિ અને પ્રતીતિ પણ વધશે નહિ.

૭૫ જે કાંઈ પ્રેમ અને પ્રતીતિની સાથે કરવામાં આવે છે, તેના કાયમપણાનો ભરોસો વધારે હોય છે, અને તેમાં ફાયદો પણ વધારે મળે છે, તેમજ કુલમાલીક રાધાસ્વામી દયાળની વિશેષ દયાને પ્રાપ્ત થાય છે. આવાં પ્રેમ અને પ્રતીતિ સત્સંગ કરવાથી પ્રાપ્ત થાય છે.

૭૬ ગુરુ અગર સાધના સંગને સત્સંગ કહેવામાં આવે છે, અને તે ગુરુ અથવા સાધ સંતમત અથવા રાધાસ્વામી મતમાં દર્શાવ્યા પ્રમાણેના હોવા જોઈએ. આવા સત્સંગમાં નીચે જણાવેલી હકીકત સિવાયની કોઇ લડાઈ ઝગડા અથવા તકરાર કે વાતોનું વર્ણન હોતું નથી. (૧) સત્પુરૂષ રાધાસ્વામી દયાળનો મહીમા અને સ્થાનો અથવા રસ્તાનો ભેદ અને રસ્તે ચાલવાની યુક્તિ. (૨) રાધાસ્વામી દયાળના અને ગુરૂના ચરણમાં પ્રેમ અને પ્રતીતિ વધારવાની રીત. (૩) પોતાના મનમાં દુનિયા અને ભોગોની તરફથી ઉદાસીનતા પ્રાપ્ત કરવાની હાલત. (૪) અભ્યાસીને મન અને માયા અભ્યાસમાં રોકવાને જે વિઘ્નો પેદા કરે છે, તેનું વર્ણન. (૫) અભ્યાસીને સત્સંગ અને અભ્યાસમાં જે હાલત પ્રાપ્ત થાય છે, તેનું વર્ણન. (૬) સુરતનું ઉંચેના સ્થાન ઉપર ચઢવું, અને તેની હાલત વિગેરેનું વિવેચન.

૭૭ સત્સંગમાં બેસીને ચિત્ત દઈને વચન સાંભળવાથી બહુ પ્રકારના સંશય અને ભરમ દૂર થઈ જાય છે, તેમજ બહુ વસ્તુઓ તથા વાતોમાં જે ભાવ અને આગ્રહ (પકડ) નાં બંધન જીવને લાંબા વખતથી ચાલુ છે, તે ઢીલાં થઈ જાય છે. આવી રીતે ધીમે ધીમે સુરતશબ્દયોગનો અભ્યાસ કરવાને લાયક થાય છે. જેઓ સત્સંગ કર્યા શિવાય કેવળ અભ્યાસની મહત્તા સાંભળી મતમાં દાખલ થયા છે, એટલે

કેવળ ઉપદેશજ લઈને તેની કમાઈ કરવા માંડી છે; તેઓ જેવો જોઈએ તેવો અભ્યાસ નહિ કરી શકે, અને રસ પણ પ્રાપ્ત નહિ થઈ શકે. કારણકે જ્યાંસુધી સંશય અને ભ્રમ દૂર ન થાય, તેમજ અંતર સાફ થાય નહિ, ત્યાંસુધી મન અને સુરત સર્વ અંગોથી બરાબર રીતે અભ્યાસમાં લાગી શકે નહિ.

૭૮ આવી રીતે કોઈ સત્સંગમાં બેસીને કુલમાલીક રાધાસ્વામીદયાળની ઓળખાણ તેમજ સુરતશબ્દમાર્ગની મહત્તા અને રસ્તાના ભેદની હકીકત સાંભળશે, અને બુદ્ધિપૂર્વક સારી રીતે સમજશે, તો સંતોનાં વચનની થોડી ઘણી પ્રતીતિ તેના મનમાં જરૂર આવશે; અને જ્યારે તેવો વિશ્વાસપૂર્વક અભ્યાસ કરીને કંઈક રસ અથવા રાધાસ્વામી દયાળની દયાનો પ્રત્યક્ષ અનુભવ અંતરમાં પ્રાપ્ત થશે; ત્યારે સાચી પ્રીત ઘટમાં પેદા થશે, અને પ્રતીતિ વધતી જશે, અને તેના પ્રમાણમાં અભ્યાસનો શોખ પણ વધતો જશે.

૭૯ થોડી ઘણી પ્રીતિ, પ્રતીતિ અને શોખ વગર આંતરિક રસ્તામાં આગળ વૃદ્ધિ કરવી, તેમજ કુદરતી લીલાને અનુભવવી મુશ્કેલ છે. કારણકે જ્યાંસુધી અંતરમાં કાંઈપણ પ્રેમ, પ્રતીતિ અને શોખ આવશે નહિ, ત્યાંસુધી સુરત, મન, અને ઈંદ્રિયો એકાગ્ર થઈ અભ્યાસમાં લાગશે નહિ; તેમજ તેને કાંઈ રસ પ્રાપ્ત થશે નહિ, અને પરિણામે થોડા દિવસ કાંઈ કાંઈ ક્રિયા કરી થાકી જઈ નિરાશ થઈ તેને છોડી દેશે, અને સંતોનાં સત્ય અનુભવી વચનોને ફક્ત પરમાર્થમાર્ગમાં પ્રીતિ ઉત્પન્ન કરાવવા રોચક તરીકે લખ્યાં છે એમ સમજી, એ વચનોપર પ્રેમ કરશે નહિ.

૮૦ પ્રેમ અથવા પ્રીત, આકર્ષણ એટલે ખેંચાણ શક્તિને

કહે છે. આજ શક્તિથી સમગ્ર રચના જે સૂક્ષ્મ પરમાણુઓની મેળવણીથી રચાઈ છે, તે કાયમ રહેલી છે, અને સર્વ શરીરો અને સુરતાની સ્થિતિની ક્રિયા પણ આ શક્તિના આધારેજ થાય છે; અને પ્રેમ નહિ હોય તો કોઈ કોઈની સાથે મેળ કરે નહિ. તેમજ તે કોઈ કામમાં મન લગાવી તેની ક્રિયા કરે નહિ.

૮૧ કુલ રચનાની ક્રિયા પ્રેમના આધારપર ચાલુ છે, એટલુંજ નહિ, પરંતુ સર્વ રચના પ્રેમના આધારપરજ રહેલી છે, તો પરમાર્થની ક્રિયા જેથી સુરત અંશ પોતાના અંશી એટલે ભંડારની સાથે મળવાની ચાહના રાખે છે, તે પ્રેમ વગર કેવી રીતે થઈ શકે? તેમ સાચા શોખ સિવાય કેવી રીતે બંનેનો એક બીજા સાથે મેળ થઈ શકે?

૮૨ કુલમાલીક રાધાસ્વામીદયાળ પ્રેમના ભંડાર છે, અને સુરત જે તેમની અંશ અથવા ધાર છે, તે પણ પ્રેમ સ્વરૂપ છે. આથી કરીને જ્યાંસુધી સુરતમાં પ્રેમ પ્રગટ થશે નહિ, ત્યાંસુધી તેનો મેળાપ પોતાના ભંડારની સાથે થશે નહિ, એટલે અભ્યાસથી રસ્તો કાપીને પૂર્ણ ભંડારમાં પહોંચી શકશે નહિ, અથવા બીજી રીતે કહીએ તો તેનાથી સુરતશબ્દયોગનો અભ્યાસ બરાબર રીતે બની શકશે નહિ.

૮૩ ઉપરની હકીકતથી સાબીત થાય છે કે, જ્યાંસુધી પ્રથમ સત્સંગ કરીને પ્રીતિ અને પ્રતીતિ મનમાં આવશે નહિ, તેમજ સંશય અને ભરમ દૂર નહિ થાય, ત્યાંસુધી પ્રેમ ઉત્પન્ન થશે નહિ. એટલા માટે દરેક સાચા પરમાર્થના દર્દી અને શોધકને માટે જરૂરનું છે કે, તેણે પ્રથમ રાધાસ્વામીમતના સત્સંગમાં સામેલ થઈ, હોશિયારીથી વચનોને સાંભળી, સમજી, પોતાના મનમાંના સંશય અને ભરમને દૂર

કરી અભ્યાસ શરૂ કરવો, કે જેથી તેને તેનો ફાયદો જલ્દીથી માલૂમ પડશે, અને ત્યારપછીને માટે જે પ્રમાણમાં તેને પ્રીત હશે, તે પ્રમાણમાં દિવસે દિવસે વૃદ્ધિ થતી જશે.

## રાધાસ્વામીમતમાં પાપ પુણ્ય એટલે શુભ અને અશુભ કર્મની સમજુતી.

૮૪ રાધાસ્વામીમતમાં શુભ અને અશુભ કર્મ એટલે પુણ્ય અને પાપની રીત એવા ધોરણપર નકકી કરી છે કે, જેમાં કોઈને કોઈપણ પ્રકારનો શક કે પક્ષને માટે પ્રસંગ રહેતો નથી; અને જે અનેક મતવાળાઓએ અથવા ધર્મવાળાઓએ બહુ કામોને પુણ્ય અને પાપની સંજ્ઞા આપી છે, તેમાં એક બીજામાં ઘણો તફાવત રહે છે. એટલે કેટલાંક કામ એવાં છે કે, જેને એક મત અથવા એક દેશમાં પાપ નામથી સમજવામાં આવે છે, તેનેજ બીજા મત અને દેશમાં પુણ્ય માનવામાં આવે છે. વળી એકજ મતમાં તેને એક વખત પાપકર્મ તરીકે, અને બીજે વખતે તે ને તેજ કર્મને ફરજ તરીકે યોગ્ય ગણવામાં આવે છે. જેમકે કોઈપણ પ્રાણીની હિંસા કરવી તેને સર્વ લોકો પાપ સમજે છે, પરંતુ માંસાહારીઓ તેમજ દેવીઉપાસકોમાં તેજ કામ ચાલુ છે. મનુષ્યને મારવું એ ગુનો છે, પરંતુ લડાઈમાં તેજ કામ સ્વધર્મ સમજવામાં આવે છે. તેમજ પોતાના પડોશીનો માલ અને જમીન લઈ લેવી, અથવા તેને માટે જબરજસ્તી કરવી, એ કામ ધર્મ વિરૂદ્ધ સમજવામાં આવ્યું છે, પરંતુ તેજ કામ, રાજાઓ અને બાદશાહો પોતાની નજીકના કમજોર રાજાઓનાં રાજ્ય જરા જરા નજીવી બાબતના બહાનાપર નારાજ થઈને ખુંચી લઈ કરે છે. આવું કામ તમામ દેશમાં થયા કરે છે; વળી

બીજાનો માલ લેવો, તેમજ પરસ્ત્રીને હાથ લગાડવો એ પાપ છે, પરંતુ જ્યારે લડાઈમાં વિજય પામ્યા બાદ રાજા લોકો શહેરોને લૂટવાનો હુકમ આપે છે, તે વખતે તે ફોજના સિપાઈઓ ઘણાં નિર્દોષ પુરૂષ અને સ્ત્રીઓને કતલ કરી નાખે છે, અને તેમનો માલ પણ લૂટી જાય છે, અને ઓરતોની આબરૂપર હાથ નાખે છે. વળી પોતાના સ્વાર્થને માટે જુઠું બોલવું એ પાપ છે, છતાં રાજ્યનાં અરસ્પરસનાં કામોમાં તેમના વકીલો અનેક પ્રકારની વાતો બનાવીને, અને લખાણોને ગમે તેવી રીતે ફેરફાર કરી પોતાનો સ્વાર્થ અનેક યુક્તિઓથી સિદ્ધ કરે છે, અને તેવા ક્રિયાને ડહાપણ ભરેલી ઉત્તમ સેવા તરીકે ગણવામાં આવે છે. તેમજ દીવાની કે ફોજદારી કોર્ટોનાં કામોમાં જે કોઈ વકીલ કે મુખ્તીઆર કાયદાની કલમોને આધારે કે પોતાની તકરારના બળે સફેદ વસ્તુને કાળી સાબીત કરે, કે કાળી વસ્તુને સફેદ સાબીત કરે, તો તે બહુ હોશિઆર અને ચાલાક કામ કરનાર સમજવામાં આવે છે.

૮૫ રાધાસ્વામીમત પ્રમાણે, કુલમાલીક રાધાસ્વામીદયાળનાં ચરણોમાં જે કર્મથી સુરત પહોંચે, તે શુભ, એટલે પુણ્યકર્મ કહેવાય છે; અને જે કર્મથી સુરત વિશેષ દૂર થતી જાય, તે અશુભ અથવા પાપકર્મ છે. આ શુભ અને અશુભ કર્મ સ્વભાવિક રીતે મનુષ્યની જાતની સાથે સબંધ ધરાવે છે.

૮૬. કુલમાલીક રાધાસ્વામીદયાળ સર્વનું મૂળ, એટલે આદિ ભંડાર છે. તેમનાં ચરણોથી આદિ ધાર પ્રગટ થઈને ઠેઠ નીચે સુધી રચના કરતી ચાલી છે. જે ધાર એટલે સુરતનું વલણ મન અને ઈંદ્રિયોના સબંધથી બહાર અને નીચેની તરફ છે, અને જેની ક્રિયા તેજ તરફ ચાલુ છે, તે

દિવસે દિવસે કેટલેક દરજ્જે દૂર થતી જશે; અને જે સુરતે સંતમતનો ભેદ અને યુક્તિ સમજીને પોતાનું વલણ ચરણોની તરફ ફેરવવાનું શરૂ કર્યું છે, અને રાધાસ્વામીદયાળની સન્મુખ પહોંચવાનો, અને તેમનાં દર્શનનો આનંદ પ્રાપ્ત કરવાનો, સાચો અને પાકો ઈરાદો કરીને અભ્યાસ શરૂ કર્યો છે, તે સુરત દિનપર દિન નજદીક થઈ, એક દિવસ ચરણોમાં પહોંચી જશે. આવી સમજ લઈને સુરતશબ્દનો અભ્યાસ શરૂ કરવો, તેનું નામ શુભ અને પુણ્યકર્મ છે.

૮૭ ઉપર જેનું વર્ણન કરવામાં આવ્યું, તે અસલી શુભ અને અશુભ કર્મ છે. હવે જે કર્મો આ લોક અથવા વ્યવહારમાં સબંધ ધરાવે છે, તે કર્મોની રીત જણાવવામાં આવે છેઃ—જે કામ જીવ પોતાના સબંધમાં બીજો કરે તે પસંદ કરતો નથી, તે કર્મ તેણે બીજાના સબંધમાં કરવું જોઈએ નહિ. એટલે જેવી રીતે જીવ બીજાની પાસે વર્તનની ઈચ્છા રાખતો હોય, તેવું વર્તન તેણે પોતે બીજાની સાથે કરવું જોઈએ. આવી રીતે કામ કરવામાં તેના હાથથી કોઈને નાખુશી કે દુઃખ પહોંચશે નહિ. એટલા માટે તેનું નામ શુભ અને પુન્ય કામ છે, અને એથી વિરુદ્ધ વર્તન કરવું એનું નામ પાપકર્મ છે. એટલે પોતાના સુખ અને સ્વાર્થને માટે મન, વચન, અને કાયાથી બીજાઓને નાખુશ કરવા અથવા દુઃખ કરવું, તે પાપ છે; અને પોતાના સ્વાર્થ શિવાય બીજાઓને સુખ અને ફાયદો કરવો તે પુણ્યકર્મ છે. જો કોઈને ફાયદો અને સુખ ન આપી શકે તોપણ કોઈને દુઃખ થાય તેવું ન કરવું જોઈએ, તેવી મનુષ્ય માત્રની ખાસ ફરજ છે.

૮૮ જે કોઈ સમજપૂર્વક આ બંને જાતનાં શુભ અને અશુભ કર્મોપર નજર રાખીને કામ કરશે, તેનાથી કુલમાલીક

રાજી થઈ, તેને પ્રેમ અને ભક્તિદાન એટલે પોતાની સમીપતા અને સ્નેહની બક્ષીસ કરશે, અને જો તેથી વિરૂદ્ધ કામ કરશે, તો તે દિનપર દિન માલીકના દરબારથી દૂર થતો જશે, અને તેને માયાના અંધકારમાં એટલે જન્મમરણના ચક્કરમાં દેહીઓની સાથે દુઃખસુખ સહન કરવું પડશે.

૮૯ રાધાસ્વામીમતમાં સર્વત્ર ભાર દઈ કહેવામાં આવે છે કે, જે અભ્યાસી ઉપર જણાવેલા ઉપદેશ પ્રમાણે વર્તન કરશે, તેનો પ્રેમ અને ભક્તિ દિવસે દિવસે વધતાં જશે, અને તેને અભ્યાસમાં પણ રસ અને આનંદ મળતો જશે, અને આ હુકમને માનવામાં, સમજીને બેદરકારી કરશે, તો તે પોતાની કરણીનાં ફળ તરીકે દુઃખ પામશે, અને માલીકનાં ચરણોના પ્રેમથી કંઈક દરજ્જે વિમુખ રહેશે.

## કોઈ સાચા અને કુલમાલીક જરૂર છે, અને જીવ અથવા સુરત તેની અંશ છે તે બાબતનું વર્ણન.

૯૦ જો કોઈ કુલ અને સાચા માલીકની હયાતી બાબતમાં શક લાવે, તેને એમ કહેવામાં આવે છે કે, જો કે સામાન્ય ચેતન્ય સર્વ જગાએ હાજર છે, પરંતુ વિશેષ ચેતન્યની મદદ શિવાય તેના એકલાથી કાંઈ ક્રિયા થઈ શકતી નથી. જેમ આ દેશમાં ચૈતન્ય સર્વત્ર છે, પરંતુ સુરજ ચેતન્યની વિશેષ પ્રકારની રોશની કે ગરમી શિવાય અહીંઆંની કાંઈ રચના થઈ શકતી નથી, તેમજ તે કાયમ રહી શકતી નથી. વળી આપણો આ સૂર્ય પોતાના કુટુંબ પરિવાર એટલે ગ્રહો ઉપગ્રહો સહિત પોતાનાથી અધિક ઉંચા બીજા સૂર્યની આસપાસ ફરી રહ્યો છે, કે જે સૂર્ય તેનું કેન્દ્ર છે, એટલે આપણો આ સૂર્ય તે સૂર્યની શક્તિથી તાકાત મેળવી રહ્યો

છે. આટલા દરજ્જાની હકીકત તો ખગોળવિદ્યા કે દૂરબીનની મદદથી જણાઈ છે. હવે સંતો એમ ફરમાવે છે કે, આ મોટા સૂર્યમંડળના ઉપર એક કરતાં એક વધારે, એવાં ત્રણ વિશેષ સૂર્યમંડળ છે, અને તે સર્વેના ઉપર રાધાસ્વામીનું ધામ છે, કે જે કુલ રચનાના માલીક તેમજ કુલ રચનાનો અસલ ભંડાર છે. આથી સ્પષ્ટ રીતે સમજાય છે કે, એકની ઉપર એક માલીક રહેલા છે, અને રાધાસ્વામી સમગ્ર રચનાના માલીક છે. રાધાસ્વામી ધામ અપાર અને અનંત છે, તેની બહાર કોઇ મંડળ અથવા રચના છે નહિ.

૯૧ જે લોક પોતાની નાદાની અને અજાણતાથી કહે છે કે, આ રચનાનો કોઈ માલીક નથી, પરંતુ તે તો સ્વભાવિક રીતે પોતાની મેળે માયાથી અથવા માયિક તત્વોથી થયેલી છે; તે લોક કેવી ભારે ભૂલમાં પડયા છે? દરેક પિંડ અથવા દેહની ક્રિયાથી તેમજ આ લોકની ક્રિયાથી પ્રગટ રીતે સમજાય છે કે, કુલ રચનાનો સબંધ તેમજ તેની ક્રિયા કોઈ ઉંચામાં ઉંચા અને મોટામાં મોટા સ્થાનથી થઇ રહી છે. જેવી રીતે દેહની ક્રિયાનો આધાર મગજમાં રહેલી તાકાતપર છે, કે જે તાકાત ઉંચા મુકામથી નીચે ઉતરી રગોના મંડળોની મારફતે આખા શરીરમાં ફેલાઈ કામ કરે છે, તેવીજ રીતે આ લોક તેમજ ઉંચા અને નીચેના તમામ લોકોની રચનાની ક્રિયા ઉંચામાં ઉંચા અને મોટામાં મોટા સૂર્યમંડળના સબંધથી ચાલુ છે, અને તે માલીક સર્વઅંતર્યામી, સર્વસમર્થ, મહાજ્ઞાની, અને સર્વથી ભારે બંદોબસ્ત કરવાવાળા, સર્વને ઉત્પન્ન કરવાવાળા, અને કુલ રચનાને ચેતન્યના આપવાવાળા, એટલે સર્વ જીવનનું પણ જીવન છે. જો આ ઉંચા દેશથી બહાર દરેક મંડળમાં થઈને આવે નાદ,

તો સર્વ રચનાનો ખેલ બગડી જાય, એટલે રચનાનો પ્રલય થઈ જાય.

૯૨ આ લોકની સમગ્ર રચનાથી તેમજ દેહની રચનાથી પ્રગટ રીતે સમજાય છે કે, દરેક દેહને તેમજ તેનાં અંગેઅંગ બનાવવામાં કુદરત, સમર્થતા, હેતુ, અથવા મતલબ, અને કારીગરી જણાય છે. હવે આવી હકીકત મહાસમર્થ અને મહાજ્ઞાની માલીકના વગર કેવી રીતે બની શકે? કુલમાયા, તેનાં માયિકતત્વો અને શક્તિઓપર કુલ માલીકની કુદરતની અસર પ્રગટ રીતે જણાય છે. એટલે તે સર્વ તેના હુકમથી પેદા થઈ છે; અને તેના હુકમ એટલે નિયમ પ્રમાણે ચાલે છે, તેમજ તેની મોજને અનુસરીને તેની તાકાતની સાથે રહી સ્વભાવિક રીતે ક્રિયા કરી રહી છે.

૯૩ સુરત અથવા જીવ, કુલમાલીકનો અંશ છે. જ્યારે આ સુરતની કોઈ શરીરમાં શક્તિ પ્રગટ થાય છે, (જેમ કોઈ ઝાડના બીથી અંકુર ફુટે છે, એટલે આદિ ધાર અંદરથી પ્રગટ થાય છે,) તેજ વખતથી જેટલી શક્તિઓ છે, જેવી કે—આકર્ષણશક્તિ, પ્રત્યાકર્ષણશક્તિ (હઠાવનારી શક્તિ), ઉત્પાદક શક્તિ (બનાવશક્તિ), વિધુત્ અથવા પ્રકાશકશક્તિ, પાંચતત્વ અને ત્રણ ગુણો—તે સર્વે તે દેહમાં હાજર થઈ, અને તેજ આકાશમાંથી તેનાં સૂક્ષ્મ માયિક તત્વો લઈ, તે દેહને બનાવે છે, અને સંભાળ લે છે; અને સુરત જ્યાંસુધી તે દેહમાં કાયમ રહે છે, ત્યાં સુધી, જો કે તેઓ દરેક એક બીજાની સાથે વિરૂદ્ધ સ્વભાવવાળાં છે, છતાં એકસંપીથી હળીમળી કામ કરે છે; અને જે વખતે સુરત દેહને છોડી દે છે, તેજ વખતથી સદરહુ શક્તિઓ એક બીજાની સાથે વિરૂદ્ધ થઈ તે શરીરનું રૂપ અને રંગ બગાડી નાખે છે.

૯૪ ઉપરની હકીકતથી સાબીત થાય છે કે, સર્વ તત્વો, ગુણ અને શકિતઓ, સુરતના હુકમને સ્વાધીન છે. જ્યાં તે પોતે પ્રગટ થાય છે, ત્યાં તે સર્વે હાજર થઈ તેની તાબે-દારીમાં ક્રિયા કરે છે, અને જ્યારે તે આ દેહને છોડી દે છે, ત્યારે સર્વ જુદાં જુદાં થઈને પોતપોતાના મંડળમાં સમાઈ જાય છે; અને (જો કે) આ દેશમાં કેવળ સુરત એકલીજ સત્-વસ્તુ છે, કે જેને આશરે સર્વ રચના સત્ દેખાય છે, એટલે કુલ શરીરો પોતપોતાની ક્રિયા કરી રહે છે. વળી સર્વ દેહો અને રૂપોને ચેતન કરવાવાળી ફક્ત સુરતજ છે; અને તેનાજ દ્વારા સર્વ રસ, આનંદ, અને સુખ પ્રાપ્ત થાય છે. તો હવે જે સુરત સત્—ચિત્—આનંદ સ્વરૂપ સાબીત થઈ; અને જો તે અમર અને અજર છે, અને શબ્દ તેનો પ્રગટરૂપ પ્રકાશ છે, તો તેથી તે સુરત તે સિંધસ્વરૂપ સચ્ચિદાનંદ કુલમાલિકનો અંશ સાબીત થાય છે. એટલે તેનું તેમજ તેમનું એકજ સત્તત્વ છે.

૯૫ જ્યારે એ હકીકત સાબીત થઈ કે, કોઈ કુલમાલીક સચ્ચિદાનંદ સ્વરૂપ અને સર્વ સમર્થ, સર્વજ્ઞાની જરૂર હાજર છે, અને સુરત—જીવ તેનો અંશ છે, તો જ્યાંસુધી આ અંશરૂપ જીવ પોતાના અંશીરૂપ કુલમાલીકમાં એટલે બુંદ તે સમુદ્રમાં, અથવા કિરણ છે તે પોતાના સૂર્યમાં, ન પહોંચે, ત્યાંસુધી તેને પરમ આનંદ પ્રાપ્ત નહિ થાય. તેમજ જ્યાંસુધી માયાના ઘેરમાં રહેશે ત્યાંસુધી માયકતત્વોનાં શરીર તેના પર ચડેલાં રહેશે, એટલે એને શરીરો ધારણ કરી તે અનુસાર કર્મ કરવાં પડશે, અને તેની સાથે દુઃખ અને જન્મમરણની પીડા સહન કરવી પડશે.

૯૬ આટલા માટે જો કોઈ આ દુઃખોથી બચવાની અને

પરમ આનંદને પ્રાપ્ત કરવાની ઈચ્છા રાખે; તો તેણે રાધા-સ્વામી મત અનુસાર અભ્યાસ કરીને ધીમે ધીમે આ માયાના દેશને છોડીને, પોતાના નિજદેશ તરફ જરૂર ચાલવું જોઈએ; અને કુલમાલીકની હયાતીના સબંધમાં બીલકુલ શંકા નહિ કરવી જોઈએ. તેમ નાહિ કરે તો મરણ બાદ બહુ પસ્તાવું તથા શરમાવું પડશે. પરંતુ તે વખતનો પશ્ચાતાપ કાંઈ ફાયદો કરશે નહિ.

## નીચેના દરજ્જાના માલીકો અને અવતારો અથવા દેવતાઓની પૂજાની હકીકત, અને તેનું પરિણામ.

૯૭ જે લોક બીજાઓને એટલે દેવતાઓ અને અવતારોને માલીક સમજી પૂજા કરે છે, તેમનો પુરો અને સાચો ઉદ્ધાર થઈ શકતો નથી; અને જેઓ પરમેશ્વર, બ્રહ્મ અથવા ખુદાને માલીક સમજે છે, તેઓ પણ સાચા કુલમાલીક રાધાસ્વામી-દયાળથી અજાણ છે; અને આ કારણથી તેઓ માયાના ઘેરથી બહાર જઈ શકતા નથી. અને તેથી જન્મમરણના ચક્કરથી છુટી શકતા નથી. કારણકે, બ્રહ્મ, ઈશ્વર, પરમેશ્વર, અને પરમાત્મા સર્વ સત્પુરૂષ રાધાસ્વામીદયાળની એક એક કળા છે, અને તેઓને માયાનો સંગ રહેલો હોવાથીજ માયાની સાથે મળી રચનાની ક્રિયા કરી રહ્યા છે. તેમના લોકમાં જો કોઈ તેમની ભક્તિ કરીને પહોંચશે, તો તે જો કે બહુ કાળને માટે સુખી થશે, પરંતુ જન્મમરણથી તેમનો છુટકારો થઈ શકશે નહિ.

૯૮ વળી જેટલા અવતાર થયા છે, તે સર્વ બ્રહ્મ અથવા વિષ્ણુના થયા છે. બ્રહ્મા, વિષ્ણુ, અને મહાદેવ એટલે ત્રણ ગુણો તે મોટા દેવતા છે, અને બાકીના દેવતા તેમનાથી

ઉત્પન્ન થયા છે. માટે જો કોઈ તેમની ભક્તિ કરશે, તે તે તેમના લોકમાં પહોંચી શકશે; પરંતુ તેમનો લોક તેમજ ત્યાંની રચના અમર નથી, અને એટલા કારણથી, તેમની પ્રાપ્તિ થાય તોપણ તેથી, જન્મમરણથી છુટકારો થઈ શકતો નથી. વળી બ્રહ્મ, પારબ્રહ્મ, અને શક્તિના દેશ અને લોકથી દેવતાઓ અને અવતારોના લોકોની ઉમર થોડી છે, એટલે ત્યાં જન્મમરણ જલ્દી થાય છે, અને ઉપરના લોકોની સરખામણીમાં સુખ પણ કમી છે.

૯૯ એટલા માટે જ્યારે કોઈ મનુષ્યને પરમાર્થની કમાઈ કરવાની ચાહના થાય, ત્યારે તેણે બરાબર નિર્ણય કરીને સારી રીતે સાચા માલીકની ખાત્રીપૂર્વક સમજણ લઈ બીજા ઓછા દરજ્જાનો પક્ષ છોડી દઈને સાચા માલીકની સેવા અને ભક્તિનો સ્વીકાર કરવો જોઈએ; અને તોજ તે પૂરો ફાયદો પ્રાપ્ત કરશે. કેમકે મહેનત, ભક્તિ, અને ભાવ કોઈપણ દરજ્જાના ભક્તિમાર્ગમાં એક સરખો કરવો પડશે, પરંતુ દરેકનાં ફળ અને ફાયદામાં તફાવત છે.

૧૦૦ જે કોઈ દેવતાઓના અને અવતારોના અસલીરૂપ અને ધામથી અજાણ છે, અને કેવળ તેમની મૂર્તિ એટલે નકલની પૂજા અને ભક્તિ કરે છે, પરંતુ અસલની ખોળ કરતા નથી; તેઓ આ નકલી પૂજાથી અસલને પ્રાપ્ત કરી શકતા નથી. એટલા માટે જેટલે દરજ્જે અસલની પૂજા કરવાવાળાઓને જે સુખ પ્રાપ્ત થઈ શકે છે, તે સુખ તેમને મળી શકતું નથી; કારણકે નકલની પૂજાનો દરજ્જો ઘણો નીચો છે.

## વાચક જ્ઞાની અને સુફીની સ્થિતિ, તેમજ તેમનો સાચો ઉદ્ધાર થવો અશક્ય છે, તે વિષયનું વિવેચન.

૧૦૧ જે લોક આ વખતમાં જ્ઞાની, વિદ્વાન, અને વેદાન્તી અથવા સુફી કહેવાય છે, તેઓ પણ કુલમાલીક સતપુરૂષ રાધાસ્વામીદયાળથી અજાણ છે. તેઓને પૂર્વના યોગેશ્વર, વેદાન્તી તથા જ્ઞાનીની વાણી અને વચનથી બ્રહ્મપદ સુધીની હકીકતની ખબર મળી, પરંતુ તે ક્રમવાર મળી નહિ; ફક્ત એટલીજ ખબર મળી કે બ્રહ્મ સર્વ જગાએ વ્યાપક છે, અને તે સત, ચિત, અને આનંદસ્વરુપ છે, અને તે માયાથી ન્યારૂં છે, અને કુલ રચના બ્રહ્મ અથવા આત્મસ્વરૂપ છે, એટલે હવે કાંઈ જવું આવવું એટલે જન્મવું મરવું રહેતું નથી. આવી જાતની સમજણ લઈને, તેઓ આ વાતનો નિશ્ચય કરી લે છે કે હું બ્રહ્મ છું, અને સર્વ બ્રહ્મમય છે. તેઓ આટલી સમજણ શરીરથી જુદા થયા બાદ પોતાના ઉદ્ધારને માટે પુરતી માને છે; અને મનને કોઈ યુક્તિથી કેટલાક દિવસ અભ્યાસ કરીને એકાગ્ર કરીને પછી એવો વિચાર કરતા રહે છે કે—" મારૂં સ્વરૂપ રચનાના કોઈ માયિકતત્ત્વનું બનેલું નથી; એટલે હું મન નથી, શરીર નથી, તત્ત્વ તેમજ ગુણ નથી, વિગેરે વિગેરે; આવી રીતે સર્વ પદાર્થોનો નિષેધ કર્યા બાદ, બાકી જે રહ્યું તે બ્રહ્મ છે, અને તે બ્રહ્મજ હું છું. " એજ તેઓનો અભ્યાસ છે. તેઓ બીજી કોઈ યુક્તિ કે રીત સુરતને ચલાવવાને અથવા ચઢાવવાને માનતા નથી, અને કહે છે કે જ્યારે બ્રહ્મ સર્વ જગાએ હાજર છે, તો પછી ચાલવા અને ચઢવાની શી જરૂર છે? વળી તેઓ સુરત—જીવને બ્રહ્મથી જુદી એટલે તેની અંશ માનતા નથી; પરંતુ તે બ્રહ્મસ્વરુપ

છે, એમ માને છે.

૧૦૨ યોગેશ્વર જ્ઞાની અને વેદાન્તી જે પૂર્વે થઈ ગયા, તેમણે અષ્ટાંગયોગ એટલે પ્રાણાયામનો અભ્યાસ કરીને જીવાત્માને પિંડ એટલે ૭ ચક્રોથી ન્યારો કરીને, બ્રહ્માંડમાં ચડીને બ્રહ્મપદની પ્રાપ્તિ કરી, અને જાહેર કર્યું કે બ્રહ્મ સર્વત્ર વ્યાપક છે. તેઓનું આ સ્થાનપર પહોંચી એ પ્રમાણે કહેવું સત્ય હતું. કારણકે તે જગાએ પિંડી અને બ્રહ્માંડી માયા બહુ નીચે રહી જાય છે. વળી શુદ્ધ બ્રહ્મનું તે સ્થાન હોવાથી ત્યાં બ્રહ્મના શિવાય બીજી કોઈ વસ્તુ એટલે માયા અથવા તેની રચના વિગેરે નજરમાં આવતી નથી. જેમ ઉંચા પહાડપર ચઢવાથી નીચા દેશની રચના દ્રષ્ટિમાં આવતી નથી. ફક્ત ધુંધકાર અથવા છવાએલા વાદળ જેવું જોવામાં આવે છે. અથવા જેમ કોઈ સમુદ્ર અથવા મોટી નદીમાં ઉંડી ડુબકી મારે છે, તેને તે વખતે પોતાની ચોતરફ પાણી શિવાય બીજી કોઈ ચીજ જોવામાં આવતી નથી, તેવીજ રીતે યોગેશ્વર જ્ઞાનીઓને શુદ્ધ બ્રહ્મપદમાં પહોંચ્યા બાદ તે સ્થાનપર ફક્ત બ્રહ્મજ સર્વવ્યાપક જોવામાં આવ્યું, અને માયા તથા તેની રચના કે જે નીચા ભાગમાં હતી, તે ત્યાંથી જોવામાં આવી નહિ. તે સ્થળપર પહોંચનારની ખરેખર એવીજ હાલત યથાર્થ રીતે હોય છે.

૧૦૩ પરંતુ હાલના જ્ઞાની, વેદાન્તી, અથવા સુફીઓની અજાયબ ભરેલી હાલત એ છે કે, તેઓએ કોઈપણ અભ્યાસ પોતાના ઘટની અંદર આત્મા તથા પ્રાણને ચઢાવવાનો કર્યો નથી; તેમજ તેમને તે કરવાની હિંમત તથા ઈચ્છા પણ નથી. ફક્ત યોગેશ્વર જ્ઞાનીનાં સિદ્ધાંતનાં વચનોને શીખીને, અથવા સાંભળીને, તેનો નિશ્ચય કરીને પોતાને બ્રહ્મજ્ઞાની અથવા

વિદ્વાન માનીને ચુપ થઈ બેઠા છે, અને યોગેશ્વર જ્ઞાનીઓએ યોગાભ્યાસ તેમજ તેના સાધનના સબંધમાં જે વચનો લખ્યાં છે, તેને છોડી દીધાં છે. એટલે મન ઈંદ્રિયોને કાબુમાં લાવવા માટે અથવા તેની સફાઈ અને શુદ્ધિ કરવા માટે જે મહેનત ને અભ્યાસ કરવાનો કથો છે, તે કરી શકતા નથી, અને ઉલટું તેમનાં સિધ્ધાંતનાં વચનોથી એવી સમજણ લે છે કે, જ્યારે બ્રહ્મ સર્વ જગાએ હાજર છે, તો પછી તેની પ્રાપ્તિને માટે અભ્યાસ કરવાની શી જરૂર છે ? આવી ખોટી સમજણથી તે વચનોનો અનુભવ કરવાને માટે જે અભ્યાસની તાકીદ કરી છે, તેને અમલમાં મૂકતા નથી.

૧૦૪ યોગેશ્વર જ્ઞાનીઓએ પોતાના ગ્રંથોમાં સ્પષ્ટ રીતે ફરમાવ્યું છે, કે જ્યાં સુધી મન અને વાસનાઓનો નાશ નહિ થાય, ત્યાંસુધી સારમાં સાર વસ્તુ જે તત્પદ છે; તેનું જ્ઞાન પ્રાપ્ત થઈ શકશે નહિ; એટલુંજ નહિ; પરંતુ, જ્યાંસુધી જે કોઈ આ ચાર સાધનને પુરી રીતે પ્રાપ્ત નહિ કરે, ત્યાં સુધી તેને જ્ઞાનના ગ્રંથો વાંચવાનો પણ અધિકાર નથી. તેમ છતાં જો કોઈ ચાર સાધન પ્રાપ્ત કર્યા શિવાય જ્ઞાનના ગ્રંથોને વાંચશે, તો તેનું પરિણામ તેને હળાહળ વિષપાન જેવું નુકશાનકારક થશે, એટલે તેની ક્રિયા આત્મઘાતી નીવડશે. સદરહુ ચાર સાધન નીચે પ્રમાણે છેઃ—(૧) વૈરાગ્ય, (૨) વિવેક, (૩) ષટ્સંપત્તિ (૧ શમ એટલે અંતઃકરણને રોકવું; ૨ દમ એટલે બાહ્ય ઈંદ્રિયોને રોકવી, ૩ ઉપરતિ એટલે સંસારનાં દુઃખસુખ અને ઈચ્છાઓથી ઉપરામ એટલે ન્યારા રહેવું, ૪ તિતિક્ષા એટલે દુઃખોને સહન કરવાં, ૫ શ્રદ્ધા એટલે પરમાર્થની સાચી કદરપૂર્વક ચાહના, અને ગુરૂ તેમજ મહાત્માઓ તેમજ તેમનાં વચનોમાં ભાવ અને પ્યાર, ૬ સમાધાનતા

એટલે હોશિઆરી અને પુરી સમજપૂર્વક ગુરૂ અને મહાત્મા-ઓનાં વચનોને સાંભળવાં, તેમજ તે વચનોને ચિત્તમાં ધારણ કરી તે પ્રમાણે અનુસરવું.) (૪) મુમુક્ષુતા એટલે પોતાના જીવના કલ્યાણને વાસ્તે સાચી મુક્તિ પ્રાપ્ત કરવાની ખરી અને તીવ્ર ચાહના.

૧૦૫ હવે માલૂમ પડશે કે, ઉપર બતાવેલાં ચાર સાધન પ્રાપ્ત કરવાં, તેમજ મન અને વાસનાઓનો નાશ કરવો, યોગાભ્યાસની મદદ વગર, તેમજ કેટલેક દરજ્જે પિંડથી ન્યારા થયા શિવાય, એટલે છ ચક્રને વીંધ્યા શિવાય કોઈપણ રીતે બની શકે તેમ નથી. આજ કારણથી આજકાલના જ્ઞાનીઓ, વાચક અને વિદ્યાવાન કહેવાય છે, એટલે જ્ઞાનની વાતો તો પુરા યોગેશ્વરના જેવી બતાવે છે, પરંતુ તેમનાં મન અને ઈંદ્રિયોની સ્થિતિ તેમજ તેમનો વ્યવહાર અને વર્તન સંસારીઓ અને અજ્ઞાન લોકોની માફક રહે છે. જો બ્રહ્માનંદ તેમને પ્રાપ્ત થયો હોત તો આનંદમાં તેઓ મગ્ન રહેત, અને દુનિયાથી બેપરવા રહેત, અને મેળામાં અને તમાસા જોવામાં, તેમજ દેશો અને મકાનો જોવાની મુસાફરીને વાસ્તે, દેશ પરદેશ માર્યા માર્યા ફરત નહિ; તેમજ રેલ્વે ખર્ચ અને ભંડારાને વાસ્તે અનેક લોકો પાસેથી માગી માગીને રૂપીઆ ભેગા પણ કરત નહિ. તેઓને જો પરમાર્થ કરવાની એટલે પોતાના જીવના કલ્યાણની દર્દપૂર્વક સાચી લાગણીની સાથે ખરી ચાહના હોત, તો કોઈ પુરા ગુરુ અથવા મહાત્માની શોધ કરીને તેમના સન્મુખ દીનતા અને આધી-નતાની સાથે રહી કેટલાક દિવસ પોતાના ઘટમાં સુરત અને મનને ચઢાવવાનો અભ્યાસ કરત, કે જેથી ચારે સાધનોની પ્રાપ્તિ એમને થાત, અને મન અને વાસનાઓનો

કોઈપણ દરજ્જાનો નાશ કરી શકત, કે જેથી જ્ઞાનનાં વચન સાંભળવા અને સમજવાને આધિકારી થઈ શકત.

૧૦૬ પરંતુ દીલગીરીની વાત છે કે એવા વાચક જ્ઞાની-ઓને, પોતાના મન અને ઈંદ્રિયોની સ્થિતિની કાંઈપણ ખબર નથી; કે તેઓ તેમને માયાનાં કેવાં ચક્રોમાં નાખી નાચ નચાવી રહ્યાં છે. હવે જો કોઈ એમને ચેતાવવાને માટે શિખા-મણનું વચન કહે તો તેમની સાથે તેઓ લડવાને તૈયાર થઈ જાય છે, તેમજ સંતોના ભેદ અને યુક્તિથી પોતાના ઘટમાં મન અને સુરત ચઢાવવાની હકીકત કોઈ સંભળાવે, તો તેમની સાથે વાદવિવાદ કરવા માંડે છે, અને પોતાના જીવનું જેમાં સાચું હિત રહેલું છે, તેવાં નિર્મળ વચનોનો અનાદર કરી બીલકુલ લક્ષમાં લેતા નથી. આવા લોકો પોતે પણ ઠગાયા છે, અને જે કોઈ એમનાં વચન સાંભળશે અને માનશે, તે પણ ઠગાશે; અને પોતાના જીવના કલ્યાણમાં પોતેજ વિઘ્ન નાખશે, એટલે આત્મઘાતી થશે.

૧૦૭ વિચાર કરવાથી માલૂમ પડી શકે છે, કે ચૈતન્યપર માયાના પડદા એટલે આવરણો હોવાથી, તેના ઘણા દરજ્જા થઈ ગયા છે. એટલે ઉંચામાં ઉંચા દરજ્જાનું ચૈતન્ય મહા નિર્મળ અને સૂક્ષ્મ છે, અને જ્યાંથી માયા પ્રગટ થઈ છે, તેની નીચેની તરફ દરજ્જાવાર માયાની સૂક્ષ્મતા કે જડતાના પ્રમાણમાં ચેતન્ય પણ મલીન થઈ રહ્યું છે. આ લોકનું ચૈતન્ય તો બહુજ સ્થૂળ અને મલીન હોવાથી તે પોતાની તાકાતથી રચનાનું કોઈપણ કામ કરી શકતું નથી, અને તેથી તે આ સૂર્યમંડળરૂપી વિશેષ ચેતન્યની શક્તિને આધીન છે. એટલે કહેવાની મતલબ એ છે કે, માયાની હદમાં સામાન્ય અને વિશેષ ચૈતન્યના હિસાબથી ઉપરથી તે નીચે

સુધી ચેતન્યના ક્રમવાર દરજ્જા થતા ગયા છે; અને ગગન ઘેરની પાર મહાન નિર્મળ ચેતન્ય દેશ છે; કે જ્યાં પહોંચ્યા શિવાય કોઈનો પણ સાચો અને પુરો ઉદ્ધાર થઈ શકતો નથી. તો હવે વિચાર કરો કે વાચક જ્ઞાનીઓએ ચેતન્યને વ્યાપક માની ઉપરના તરફ ચાલવાનું નહિ સ્વીકારવામાં કેવા મોટા પ્રકારની ભૂલ કરી છે, અને પોતાના જીવના ઉદ્ધારમાં કેટલે દરજ્જે ઠગાયા છે. ઉપર જણાવ્યા પ્રમાણે આ દેશનું ચેતન્ય મલીન માયાની સાથે સંગ કરવાથી પોતે પણ મલીન થઈ રહ્યું છે, અને તેથી જન્મ મરણ એટલે રચનાના ભાવ અભાવમાં પડેલું છે; અને તેથી કરીને અહીંઆં રહીને એટલે દેહમાં બેસીને જ્યાંથી દુનીઆનું કામ મનને ઈંદ્રિયોદ્વારા થાય છે, ત્યાં રહીને શરીર અને દુનીઆના સુખદુઃખથી તેમજ જન્મમરણથી છુટકારો થઈ શકતો નથી; અને એજ કારણથી વાચક જ્ઞાનીઓની મન અને ઈંદ્રિયોની સ્થિતિ અને વર્તન સંસારી અને અજ્ઞાની જીવોની માફક બદલાયા વગરનાં રહે છે.

૧૦૮ યોગેશ્વર જ્ઞાનીઓએ બ્રહ્મમાં ત્રણ દરજ્જા કાયમ કર્યા છે.

(૧) માયા સબળ બ્રહ્મ, એટલે ચેતન્ય જે માયાની સાથે મળીને રચના કરી રહ્યું છે તે; (૨) સાક્ષી બ્રહ્મ, એટલે જે તેને મદદ આપી રહ્યું છે તે; (૩) શુદ્ધ બ્રહ્મ, એટલે જ્યાં માયા ઘણી સૂક્ષ્મ અને બીજરૂપ છે, અને જે પદ રચનાની ક્રિયાથી કેટલેક દરજ્જે ન્યારૂં છે, એટલે ગુપ્ત મદદ આપી રહ્યું છે. હવે જો વાચક જ્ઞાનીઓની સમજ પ્રમાણે સર્વત્ર બ્રહ્મ સમાન રીતે વ્યાપક છે, અને ચેતન્યમાં કાંઈ ભેદ નથી, તો યોગેશ્વર જ્ઞાનીઓએ ઉપર પ્રમાણેના દરજ્જા કેમ મુકરર કર્યા,

તેમજ માયા સબળ બ્રહ્મ અને સાક્ષી બ્રહ્મના મંડળમાં કેમ સ્થિતિ ન કરી ? અને યોગ્યાભ્યાસ કરીને પહેલાં શરીરથી ન્યારા થઈ પછી બ્રહ્માંડમાં ચઢીને શુદ્ધ બ્રહ્મમાં પહોંચી ત્યાં કેમ વિશ્રામ કર્યો ?

૧૦૯ આથી સાફ રીતે સમજાય છે, કે વાચક જ્ઞાનીઓ કેવળ વિદ્યાવાન છે, એટલે પરમાર્થી પુસ્તકોમાંથી વિદ્યાજ્ઞાનને પ્રાપ્ત કરીને પોતાને પૂરા સમજે છે, અને બ્રહ્મરૂપ માને છે, અને તેના અનુભવ મેળવવા માટે કોઈપણ પ્રકારનો અભ્યાસ કરતા નથી. અભ્યાસ શિવાયની એટલે અનુભવ પ્રાપ્ત કર્યા શિવાયની વિદ્યા તદન નકામી છે. આથી કરીને આવા લોકો અનુભવથી વિમુખ રહીને અહંકારી અને માની થઈ ગયા છે: અને તેથી પોતાના પગમાં પોતેજ કુહાડી મારી છે: એટલે ઘટમાં ચાલવા અને ચઢવાનું નિરર્થક સમજી સંસારી અને અજ્ઞાની જીવોના જેવાજ રહ્યા છે. ખરૂં જોતાં સંસારીઓનાથી પણ તેમનો દરજ્જો નીચો છે: કારણકે સંસારી લોકોના ચિત્તમાં તો થોડી ઘણી દીનતા રહે છે. તેમને તો જો કોઈ મહાત્મા મળી જાય, તો તે મહાત્માઓના વચનને માન આપીને તેમની દવા પ્રાપ્ત કરવાને તે ભાગ્યશાળી થાય છે, અને પોતાના ઉદ્ધારનો થોડો ઘણો રસ્તો ચાલુ કરી શકે છે: પરંતુ વાચક જ્ઞાનીઓ તો એટલા બધા અહંકારી અને બેપરવા થઈ ગયા છે, કે પોતાની બરાબર કોઈને ગણતા નથી, તેમજ જો કોઈ તેમને તેમના હિતનું વચન કહે. તો તેને માનતા નથી.

૧૧૦ આથી માલુમ થશે કે, વાચક જ્ઞાની લગભગ નાસ્તિકજ છે; કારણકે જ્યારે તેમણે પોતે પોતાને બ્રહ્મ માની લીધા તો પછીથી કોઈની સેવા અથવા ભક્તિ કરવાની જરૂરી-

આત તેમને રહી નહિ. તેમની ખોટી સમજણથી તેમણે તો અસલી સત્ય બ્રહ્મ જે ત્રણ લોકની સમગ્ર રચનાના કરતા ધરતા છે, તેમને ગુપ્ત કરી તેમની ભક્તિ નિરર્થક સમજી બંધ કરી દીધી છે. હવે વિચાર કરો કે, આવા જ્ઞાન મતને નાસ્તિક નહિ, તો બીજા શા નામથી ઓળખાય? આવા વાચક જ્ઞાનીઓ બીજા જીવો પાસે પોતાની ભક્તિ અને સેવા કરાવે છે, પરંતુ પોતે કોઈની ભક્તિ અથવા સેવા કરતા નથી; એટલુંજ નહિ પરંતુ ભક્તિથી વિરોધ રાખે છે, અને કહે છે કે જો કોઈ ભક્તિ કરશે તો તેનું જન્મમરણ મટશે નહિ. તેઓ પોતાનું જન્મમરણ માનતા નથી, અને એવો ખ્યાલ કરે છે કે, તેઓ તો દેહને છોડ્યા બાદ જરૂર મુક્ત થનાર છે; પરંતુ ખરૂં જોતાં સ્થિતિ એવી છે કે, તેઓએ પોતાની જીંદગીમાં મુક્તિનું કાંઈપણ સ્વરૂપ જોયું કે અનુભવ્યું નથી, તો મરણ બાદ એકદમ મુક્તિ કેવી રીતે આવશે, તેનો વિચાર કરવાની તેમને જરૂર છે.

૧૧૧ જે લોકો પાઠશાળાઓમાં વિદ્યા ભણીને ઉંચા દરજ્જા મેળવે છે, તેમાંના કેટલાક તત્ત્વજ્ઞાનનાં પુસ્તકો શીખીને કુલમાલીકની હાજરીમાં શક લાવીને નાસ્તિક મતની તરફ વળે છે. તેમની સ્થિતિ પણ થોડી ઘણી વાચક જ્ઞાનીઓના જેવીજ છે, એટલે તેમાંના કેટલાક ચેતન્યને સર્વ જગાએ વ્યાપક માનીને, તેની અને માયાની મેળવણીથી રચના પ્રગટ થઈ છે એમ કહે છે; પરંતુ તે ચેતન્ય જ્ઞાનવાન અને સર્વ શક્તિમાન છે એમ માનતા નથી. વળી કોઈ કોઈ ચેતન્યને ન્યારું માનતા નથી, અને માયિકતત્ત્વોની ક્રિયાથી તેને પ્રગટ થયેલું સમજે છે, અને કહે છે કે, જ્યારે જીવનું મૃત્યુ થાય છે, તે વખતે માયિક સૂક્ષ્મ તત્ત્વો અને ગુણ વિગેરે

એક બીજાથી છુટા થઈને પોતપોતાના મંડળમાં જઈ સમાય છે, અને ચૈતન્ય-તાકાત કે જે માયિકતત્ત્વની મેળવણીની ક્રિયાથી પ્રગટ થઈ હતી, તે ગુપ્ત અથવા અદ્રશ્ય થઈ જાય છે, અને પછી મનુષ્યના વ્યકિતતત્ત્વનું, એટલે જીવનું કાંઈ-પણ નિશાન બાકી રહેતું નથી; એટલા માટે જે કાંઈ કામ કરવામાં આવે છે, તે આ જિંદગીના આરામને માટે છે, અને તેથી બીજાને પણ આરામ પહોંચાડવો, તે દરેકની ફરજ છે. આ કરતાં વધારે તે લોકો બીજું કાંઈ માનતા નથી, અને માલીકની ભકિત કરવાવાળાઓને નાદાન સમજે છે.

૧૧૨ આ સર્વ મતો કાળપુરૂષે જીવોને સતપદથી બેખબર રાખી ભરમાવવાને માટે વિદ્યાની અને બુદ્ધિની મદદથી પ્રગટ કર્યા છે, અને જે જીવ આ પ્રકારની સમજણ રાખે છે, તે આમાં સામેલ થઈને સાચા માલીકથી અજાણ રહી નાસ્તિક થઈ જાય છે; અને માલીકનું અસ્તિત્વ સ્વીકારનાર સર્વ મતોની તેઓ હાંસી કરે છે; અને કહે છે કે માલીકને માનવા-વાળા મતોના આચાર્યોએ પોતાના નામ અને ફાયદાની દ્રષ્ટિથી મૂર્ખ જીવોમાં આવા મતો ચાલુ કર્યા છે, અને તેમને ભય અને લાલચ દેખાડીને પોતાનાં વચનોમાં ખુબ મજબુતીથી બાંધી લીધા છે; પરંતુ અસલમાં કોઈ માલીક નથી, અને મૃત્યુ બાદ કોઈ કર્મ અને તેનું ફળ બાકી રહેલું નથી, તેમજ કાંઈ સ્વર્ગ અને નર્ક વિગેરે છેજ નહિ!

૧૧૩ આવા લોકો કેવળ માયાના પદાર્થો અને ભોગ-વિલાસમાં પોતાનો આનંદ અને સુખ સમજે છે; અને બીજા જીવોને પોતાની શક્તિ અનુસાર મદદ કરવી, તેને ઉપકાર સમજે છે. આવા લોકોની સમજ ઉપર અફસોસ થાય છે, કારણકે તેઓ આ રચનાની સર્વ ક્રિયાને પોતાની આંખથી

જુએ છે કે, તે કોઈને કોઈ જીવાત્માની તાકાતથી ચાલુ છે, અને તે જીવાત્મા કોઈને કોઈ પ્રકારના દેહ અથવા શરીરમાં બેસીને ક્રિયા કરે છે; વળી સુરજ અને ચંદ્ર જેવાનું બેસુમાર વખતથી પ્રગટત્વ અને કાયમપણું ચાલુ છે, તેમજ હજુ બેસુમાર વખત સુધી ચાલુ રહેશે; આવી રીતે એક મંડળની ઉપર બીજું મંડળ માલૂમ પડે છે; વળી જગત્ અને આકાશ મંડળની એટલે નીચા ઉંચા દેશની રચનાના બંદોબસ્તમાં રહેલા કુદરતી નિયમોને જોઈને સાબીત થાય છે કે, તેમનો બંદોબસ્ત નક્કી કરેલા ચોકસ નિયમોને અનુસરીને ચાલુ છે, તેમજ તે બેસુમાર વખતથી એવીજ રીતે ચાલતો આવ્યો છે, તેમજ ચાલુ રહેશે. વળી આ દુનિયાના બંદોબસ્તની ક્રિયા પણ કોઈને કોઈ અમલદાર અથવા કારકુનની મારફતજ ચાલુ હોય છે, તેવીજ રીતે ઘરના બંદોબસ્તમાં પણ તે ઘરના વડિલની મારફતે તેનું કામ ચાલુ હોય છે, અને જો કે આ દુનિયાની ક્રિયા તેના ઉપરની રચનાની છાયા અને નકલ સમજવામાં આવે છે, તે કારણથી ઉંચા દેશની રચનાનો બંદોબસ્ત તેમજ કુલ રચનાનો બંદોબસ્ત કોઈપણ અમલદાર અથવા માલીકના સિવાય ચાલુ હોય તે બનવા યોગ્ય નથી. ખરૂં જોતાં એકના ઉપર એક અમલદાર અથવા માલીક મુકરર છે, અને સર્વની છેવટમાં એટલે સર્વના ઉપર કુલ માલીકનો દેશ અને તખ્ત છે; જ્યાંથી આદિમાં રચનાની ક્રિયા શરૂ થઈ ત્યાંથીજ સર્વ બંદોબસ્ત અને નિયમો મુકરર થતા ચાલ્યા આવ્યા છે; અને જો કે કુલ રચનામાંના દરેક શરીર અને ચીજો બનાવવામાં હેતુ અથવા મતલબ, કુદરત અને કારીગરી દેખાય છે, કે જે સર્વ સમર્થ કર્તાની હાજરીની સાબીતી આપે છે. તો પછી જે કોઈ રચનાને કોઈપણ કર્તા વગર

પોતાની મેળે ઉત્પન્ન થએલી માને છે, તે કેવળ ભૂલમાંજ પડેલા છે. પરંતુ તે લોકો પોતાના મનની હઠથી આ વાતની ખાત્રી કરવા ઈચ્છા રાખતા નથી, તો તેનું ફળ તેમને આ જિંદગીમાં દુઃખના પ્રસંગમાં અથવા શરીરને છોડતી વખતે જરૂર માલૂમ પડશે.

૧૧૪ કેટલાંક ખાત્રીલાયક દ્રષ્ટાંતોમાં એવું પુરેપુરૂં સાબીત થયું છે, કે કેટલાક મનુષ્યોએ પોતાના પાછલા જન્મની હકીકતને પ્રગટ કરી, અને તેમના કહ્યા પ્રમાણે તેમની પાછલા જન્મમાં રહેવાની જગાએ તપાસ કરવામાં આવી, તો તે સર્વ વાતો સાચી માલૂમ પડી; તો પછી આ લોકો જીવાત્માનો મરતી વખતે તદન અભાવ માને છે, તેમાં તેઓ ઘણીજ ભૂલ કરે છે. આ હકીકતનો આથી વધારે વિસ્તાર કરવો અત્રે યોગ્ય લાગતો નથી. જે સમજદાર શોધક સત્સંગી હશે, તો તેને માટે જેટલું લખ્યું છે તેટલું પૂરતુ છે. પરંતુ જે લોક વાદવિવાદ કરનાર છે, તેઓની ખાત્રી કોઈપણ દલીલથી થઈ શકે તેમ નથી, અને તેથી તેમની સાથે વાતચીત કરવી નિરર્થક છે.

## સમાજોની પારમાર્થિક ક્રિયાનું વર્ણન.

૧૧૫ જે જે સમાજો જ્યાં જ્યાં ચાલુ છે, તેમના આચાર્યો વિદ્યાવાન અથવા બુદ્ધિમાન હતા. તેમણે તેમના જમાનાના તે વખતના લોકોની સ્થિતિ દીઠી કે, તેઓ ખાનપાન અને વિશેષ સ્વતંત્રતા મેળવવાની ઈચ્છાથી, પોતાના જુના અસલી મતોને છોડી દઈને, ઓછા દરજ્જાના મતોમાં સામિલ થતા જાય છે, અથવા તેવા મતોમાં દાખલ થવાનો ઈરાદો રાખે છે. આવા કારણથી દેશકાળને અનુસરીને વ્યાજબી સમજી કેટલેક દરજ્જે વેદશાસ્ત્રના નિયમોને અનુસરી તેમણે નવા

મત ચાલુ કર્યો, અને તે મતમાં ખ્રિસ્તીમતવાળાઓની માફક ખાવું પીવું, લગ્નવ્યવહાર વિગેરે દરેક બાબતની છુટ મુકી, અને જુની વ્યવહારિક ટેકો, કે જેને લોક પોતાના ધર્મનું એક અંગ સમજતાં હતા, અને જેને આ જમાનામાં ચાલુ રાખવામાં દુઃખ અને નુકશાન સિવાય સંસારી તેમજ પરમાર્થી કોઈ ખાસ ફાયદો હતો નહિ, તેવાં બંધનો છોડાવી દીધાં; અને વેદાન્ત શાસ્ત્ર જેને બ્રહ્મ કહે છે, તે માફક એક માલીકનું ઈષ્ટ બંધાવી તેમની સ્તુતિ અને મહિમા કરવાનું, અને તેમના ગુણાનુવાદ માટે ભજન–વાણીનું ભણવું અને ગાવું ચાલુ કર્યું; તેમજ મૂર્તિપૂજા વિગેરે નકલી પૂજાની મના કરી, તેનો નિષેધ કર્યો; અને તીર્થ, વ્રત, તથા અવતારો અને દેવતાઓની મૂર્તિઓની પૂજા, જે બહુજ ચાલુ છે, તેને પણ બંધ કરાવી, અને તેમાં જે કોઈ વિશેષ શોખવાળા દેખાયા, તેમને માટે પ્રાણાયામ એટલે અષ્ટાંગયોગનો અભ્યાસ કરવાનો ઉપદેશ કર્યો. પરંતુ આ અભ્યાસ તેમજ તેનાં સાધનો ઘણાં કઠણ હોવાથી તેના સાચા અભ્યાસી તેમના મંડળમાં જાહેર રીતે કોઈ નજરે આવતા નથી. વળી કોઈ કોઈ બ્રહ્મને આકાશવત્ વ્યાપક માનીને, તેનું ધ્યાન નેત્ર બંધ કરીને, અથવા ખુલ્લી આંખોથી કોઈપણ સ્થાન અંતર તથા બાહેર મુકરર કર્યા વગર કરે છે. આવા અભ્યાસથી મનની થોડી ઘણી સફાઈ થાય છે. વળી જે કોઈ પ્રેમ સહિત પાઠ કરે છે, અથવા ભજન ગાય છે, તો તેને પણ તે વખતે કેટલેક દરજ્જે મનમાં ગદ્દગદ્દ થઈને પ્રેમની હાલત થોડા વખતને માટે થઈ આવે છે; પરંતુ આવી હાલત વધારે વખત સુધી ટકતી નથી, તેમજ આવી ક્રિયાથી તેનું વિશેષ આગળ વધવું બની શકતું નથી.

**આ સમાજોમાં ફકત ઉપર કહી ગયા પ્રમાણેનાં સાધનોજ મુક્તિની પ્રાપ્તિ માટે ચાલુ છે.**

૧૧૬ આ સર્વે કુલ અને સાચા માલીકના ભેદથી તેમજ અંતરમાં મન અને સુરત ચઢાવવાના અભ્યાસથી બીલકુલ બેખબર છે, અને એજ કારણથી જે કોઈ એ સમાજોમાં દાખલ થયા છે, તેમનો સાચો ઉદ્ધાર અથવા થોડા ઘણા ઉંચા દરજ્જાની મુક્તિ પણ થવી અસંભવિત છે. આ સમાજોમાં દાખલ થનારમાંના ઘણા લોકો તો ફક્ત દુનિયામાં માનની આશાએ અથવા દુનિયાનાં કામોમાં લાભ મેળવવાની ઈચ્છાએ, અથવા દુનિયાનાં બંધનોથી સ્વતંત્રતા મેળવવાના હેતુથી સામેલ થાય છે. ખરૂં જોતાં તેમના અંતઃકરણમાં પરમાર્થ કમાવાની ઈચ્છા બીલકુલ હોતી નથી.

૧૧૭ એક મોટી કસુર આ સમાજોમાં એવી રહેલી છે, કે તેઓ ગુરૂની જરૂરીઆત સમજતા નથી, અને એટલા માટે પુરા ગુરૂની શોધ પણ કરતા નથી. આનું કારણ એ છે કે એમના મતમાં કોઈ ભેદ અને અભ્યાસ છે નહિ; તેમજ આ કારણથી તેમને પુરા ગુરૂની મદદની જરૂર હોતી નથી. એમના મતમાં તો કેવળ પુસ્તકોનું ભણવું અને ભણાવવું, અથવા ભજન વિગેરેનું ગાવું ચાલુ છે. પરંતુ તેમનાં પુસ્તકોમાં માલીકને મળવાના રસ્તાનો ભેદ અથવા અંતરઅભ્યાસની યુક્તિનું કાંઈપણ વર્ણન નથી, કે જેને માટે કોઈ ભેદી અથવા અભ્યાસીને પુછીને માહીતગાર થવાની જરૂર પડે. તેમનાં પુસ્તકોમાં તો ફક્ત ઐતિહાસિક હકીકત, અથવા માલિકનો મહિમા અને સ્તુતિ અથવા સ્થૂળ રચનાનાં તત્ત્વોની અને ગુણોની ક્રિયાની, અને વિદ્યાબુદ્ધિની દલીલોનું વર્ણન હોય

છે. આ કારણથી જેમણે થોડી ઘણી ચાલુ વિદ્યા પ્રાપ્ત કરી હોય છે, તેઓ પણ તે પુસ્તકોને વાંચીને પોતાની સમજ અનુસાર તેનો હેતુ સમજી શકે છે. આવા લોકો ભેદી અને અભ્યાસી ગુરુની કીંમત જાણતા નથી; કારણકે તેમને પોતાના જીવના સાચા ઉદ્ધારની એટલે માલીકને મળવાની ઈચ્છા બીલકુલ હોતી નથી.

૧૧૮ એવીજ રીતે કર્મકાંડનું શાસ્ત્ર પણ કેવળ બાહ્ય રીતરિવાજ અને તેની ક્રિયાનું વર્ણન કરે છે, અને તેથી તે શાસ્ત્ર પ્રમાણે પણ પુરા ગુરુની જરૂર પડતી નથી. કેવળ વિદ્યાવાન ગુરૂ કે જે હોમ અને યજ્ઞ વિગેરેનાં, તેમજ જન્મ અને મરણના સમયનાં તેમજ બીજા સમયનાં કર્મો, પુસ્તકો વાંચીને કરાવી શકે છે, અને જેમને તેઓ આચાર્ય કહે છે, તેમને તેમની જરૂરને માટે પુરા સમજે છે, અને તેથી તેમને ગુરુની જરૂર રહેતી નથી. જે કોઈ થોડી ઘણી સંસ્કૃત વિદ્યાથી માહીતગાર હોય છે, તે પુસ્તકો વાંચીને સર્વ કર્મો કરી શકે છે. આવા લોકો એટલે કર્મકાંડી પણ પુરા ગુરૂની કિંમત જાણતા નથી. તેમજ એમના મનમાં સાચા પરમાર્થની ચાહના કે શોધ પણ નથી. ફક્ત કર્મ કરવાથીજ મુક્તિ પ્રાપ્ત થશે, એમ વિશ્વાસ રાખે છે; પરંતુ એ વાત ખરી નથી. કારણકે જ્યાં સુધી ઉપાસના કરીને સાચું જ્ઞાન પ્રાપ્ત નહિ થાય, ત્યાં સુધી મુક્તિ મળી શકતી નથી.

વળી સંતોનાં વચન પ્રમાણે તો ઉપર જણાવેલી મુક્તિ પણ સાચી અને પૂર્ણ મુક્તિ નથી. એટલે યોગાભ્યાસ કરીને જેઓએ સાચા જ્ઞાનીઓની પદવીને પ્રાપ્ત કરી, તેમનો પણ પુરો અને સાચો ઉદ્ધાર થઈ શકતો નથી. જ્યાં સુધી સંત-મતના પ્રમાણે અભ્યાસ કરીને પારબ્રહ્મપદની પાર સંતોના

દેશમાં જવામાં આવે નહિ, ત્યાં સુધી સાચી અને પુરી મુક્તિ થઈ શકતી નથી; તો પછી કર્મકાંડી, અને મૂર્તિ વિગેરેની બહિર્મુખી ઉપાસના કરવાવાળાઓની સાચી મુક્તિ કેવી રીતે થઈ શકે ?

૧૧૯ ઉપરના લખાણથી સમજાશે, કે વાચકજ્ઞાનીઓ, સમાજવાળાઓ, અને કર્મકાંડી, ઘટની અંદર માલીક કેવી રીતે રહેલા છે, તેના ભેદથી બીલકુલ અજાણ છે; અને જો કે તેમના મતમાં શબ્દનો મહિમા ઘણો કર્યો છે, અને સ્પષ્ટ રીતે લખ્યું છે, કે આદિમાં ૐ શબ્દ પ્રગટ થયો, અને તે શબ્દથી સર્વ રચના પ્રગટ થઇ, એટલે ત્રણ લોકની રચના ત્યાંથી પેદા થઈ છે, અને તે ત્રણે લોકની રચનાની શક્તિ અને મશાલાનો ભંડાર પણ તે શબ્દજ છે; પરંતુ આ લોક તે શબ્દની ખોળ કરતા નથી, તેમજ રચનાના ભેદની, કે ૐ શબ્દથી ત્રણલોકની રચના કેવી રીતે ઉત્પન્ન થઈ, તેની પૂછપરછ કરી માહીતી મેળવતા નથી. જો તેમના હૃદયમાં આવી ઈચ્છા ઉત્પન્ન થાય, તો અભ્યાસી અને ભેદી ગુરૂની જરૂરીઆત તેમને જરૂર સમજવામાં આવે.

૧૨૦ જરા વિચાર કરવાથી માલૂમ પડશે, તેમજ વેદનાં ઉપનિષદોમાં પણ લખ્યું છે, કે જ્યાંસુધી અભ્યાસી ૐ શબ્દને એટલે શબ્દબ્રહ્મને પ્રથમ પ્રાપ્ત કરીને તેની પાર જશે નાહ, ત્યાંસુધી વેદમતના પ્રમાણે પણ મુક્તિ મળશે નાહ, એટલે અશબ્દબ્રહ્મ અથવા પારબ્રહ્મની પ્રાપ્ત થશે નહિ. કારણકે ૐ શબ્દનેજ મહત્તત્ત્વ કહે છે, અને તે ત્રણ લોકની રચનાના સૂક્ષ્મ મશાલાનો ભંડાર છે. તોપછી જ્યાં સુધી તેની પાર જવામાં આવે નહિ, ત્યાંસુધી ત્રણ લોકની

રચનાના મંડળથી ન્યારા થઈ શકાય નહિ. આ રહસ્ય યોગેશ્વરજ્ઞાનીઓ જાણતા હતા, અને તેથી તેઓ યોગાભ્યાસ કરીને ૐપદની પાર પહોંચ્યા. પરંતુ આજકાલના જ્ઞાનીઓ આ રસ્તા અને ભેદથી બીલકુલ બેખબર છે; તેમજ તેમને તે જાણવાની અથવા યોગાભ્યાસ કરવાની ઈચ્છા છે નહિ. કેવળ પોતાની વિદ્યાબુદ્ધિની સમજ પ્રમાણે પોતાની વિદેહ મુક્તિ થશે, એમ વિશ્વાસ રાખે છે, એટલે મરણ પછી તેમની મુકિત થશે એમ માને છે. આ તેમની મહાન્ ભૂલ છે, અને તે સાચા યોગેશ્વર જ્ઞાનીઓનાં તેમજ ઉપનિષદોનાં વચનોથી વિરૂદ્ધ છે.

૧૨૧ ચાલુ રીતરિવાજની વિદ્યા તો વિદ્યાવાન ગુરુથી પ્રાપ્ત થઈ શકે છે, અને તેથી વિદ્યાવાન ગુરુને તેઓ સર્વ માને છે, પરંતુ બ્રહ્મનેષ્ઠી ગુરુ સિવાય બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થઈ શકતી નથી. સાચા જ્ઞાનીઓએ બ્રહ્મજ્ઞાનીઓના ત્રણ દરજ્જા મુકરર કર્યા છે; બ્રહ્મશ્રોત્રિય, બ્રહ્મનેષ્ઠી, અને બ્રહ્મ-સંતુષ્ટ. બ્રહ્મશ્રોત્રિય વિદ્યાવાનજ્ઞાનીને કહેવામાં આવે છે, અને તે પહેલું પગથીઉં છે. એવા બ્રહ્મજ્ઞાનીથી જીવનું કાર્ય થઈ શકતું નથી. જ્યાંસુધી ભણવા અને સાંભળવા પ્રમાણે નિષ્ઠા એટલે અભ્યાસ કરવામાં આવે નહિ, ત્યાંસુધી વિશેષ લાભ મળતો નથી. બ્રહ્મનિષ્ઠ એટલે જે અભ્યાસ કરીને બ્રહ્મપદમાં પહોંચવાની ઈચ્છા રાખે છે, તેવો અભ્યાસી. જે બ્રહ્મપદને પ્રાપ્ત કરી શાન્તસ્વરુપ થઈ ગયા, તેમને બ્રહ્મસંતુષ્ટ કહેવામાં આવે છે.

૧૨૨ હવે વિચાર કરો કે જેટલા જ્ઞાની આજકાલ જોવામાં આવે છે, તે સર્વ વિદ્યાવાન છે, એટલે વિદ્યા ભણીને તેમણે બ્રહ્મનો નિશ્ચય કર્યો છે. આ તેમનો નિશ્ચય વિદ્યા અને બુદ્ધિનો

છે, અને તેથી જીવનું કલ્યાણ તેમનાથી થઈ શકતું નથી. જ્યાંસુધી તે વિદ્યા પ્રમાણે વર્તન કરી અભ્યાસ કરવામાં આવે નહિ, ત્યાંસુધી તે નિરર્થક છે. બ્રહ્મપદની અંતર્મુખ ઉપાસના કરવી, તે ખરો અભ્યાસ છે; એટલે જે અભ્યાસ સંતોએ આ વખતમાં ચાલુ કર્યો છે, અને જે અભ્યાસ પ્રેમ અને ભક્તિની સાથે કરવાથી પિંડદેશથી ન્યારા થઈ બ્રહ્માંડમાં પહોંચાય છે, તે કરવાની ખાસ આવશ્યકતા છે. કારણકે પ્રાણાયામનો અભ્યાસ જે પાછલા વખતમાં ચાલુ હતો તેનાં સાધનો વિગેરે ઘણાંજ કઠણ હોવાથી જીવોથી તે બીલકુલ બની શકતો નથી.

આ મતોના અભ્યાસની કમાઈ પણ અભ્યાસી ગુરૂ અથવા સંતુષ્ટગુરૂની મદદ સિવાય કોઈ રીતે બનવી અશક્ય છે. તેથી સાફ રીતે જણાય છે કે, આ વાચકજ્ઞાનીઓ કેવળ વિદ્યામાંજ અટકી રહ્યા છે. વળી અંતર્મુખ અભ્યાસ એમનાથી બની શકતો નથી, અને તેથી તેઓ અભ્યાસી ગુરૂની શોધ કરતા નથી, અને જો કોઈ એવા ગુરૂ મળી આવે તો તેમનાં વચનોને માનતા નથી, તેમજ સાંભળતા પણ નથી. આવા લોક સાચા યોગેશ્વર, વેદાન્તી અથવા જ્ઞાની, તેમજ વેદમતનાં વચનોથી ખુલ્લી રીતે વિરૂદ્ધ વર્તન કરી રહ્યા છે, અને પછી પોતાની ભૂલ તથા ચુકને દુરાગ્રહ અને અહંકાર કરીને કબુલ કરતા નથી.

૧૨૩ સર્વ મતોના લોકોની આવીજ સ્થિતિ છે. કારણકે તેઓ પોતાના આચાર્યોનાં વચનથી તદન વિરૂદ્ધ વર્તન કરી રહ્યા છે, એટલે નીચેના દરજ્જાની વાતોમાં સર્વ અટકી રહ્યા છે, અથવા પોતાના મન અને બુદ્ધિ પ્રમાણે બહિર્મુખી નવા નવા પ્રકારની પૂજા ચાલુ કરીને જીવોને તેમાં ભરમાવી

રહ્યા છે, અને પોતાના રોજગારની ખાતર સાચી હકીકતને સંતાડતા ફરે છે. હાલ તો પરિણામ એટલા સુધી આવ્યું છે કે, હવે તેઓ પોતે પણ સાચી હકીકતથી અજાણ થઈ ગયા છે; અને જો કોઈ તેમને ખરી વાતની ખબર આપે તો તેની સાથે વિરોધ કરે છે. પોતાનાં આચાર્યોનાં અસલ વચનોથી તેઓ અજાણ હોવાથી ખરી હકીકત સમજાવવા-વાળાઓને નિંદક કહે છે, અને તેમની પાસે જે જીવો જાય, તેમને ઉલટાં વચનો સંભળાવીને તેમને ખરા રસ્તાથી વિમુખ રાખે છે; એટલે તેઓએ પોતાનું તો અકાજ કર્યું, પણ બીજાઓનું તે અકાજ કરે છે.

૧૨૪ સાચા પરમાર્થીઓએ આવા લોકો તથા બહિર્મુખી પૂજાવાળાઓના સંગથી બીલકુલ દૂર રહેવું જોઇએ, તેમજ તેમનાં વચનોને સાંભળવાં નહિ જોઈએ; પરંતુ નિષ્ઠાવાન એટલે અભ્યાસી ગુરૂને અથવા જો મળી આવે તો સંતુષ્ટ ગુરૂને મળીને, તેમની પાસેથી અભ્યાસની જુક્તિ જાણીને, જેટલે દરજ્જે બની શકે તેટલે દરજ્જે અભ્યાસ શરૂ કરવો જોઈએ અને અંતરમાં આનંદ પ્રાપ્ત કરી પોતાના જીવતાં પોતાની મુક્તિ થતી અનુભવવી જોઈએ.

## સંતસતગુરૂ અને સાધગુરૂની ઓળખાણ.

૧૨૫ રાધાસ્વામી મતમાં સંતસતગુરૂ અને સાધગુરૂની ઓળખાણ એ છે કે—૧ જે સુરત શબ્દમારગનો ભેદી અને અભ્યાસી હોય, અને ઘટનો અંતરનો ભેદ, અને અભ્યાસની જુક્તિ, દરેક સ્થાનો અને તે સ્થાનોના શબ્દોની સાથે સમજાવતો હોય, અને તે સિવાય બીજા કોઈપણ પ્રકારના અભ્યાસનો ઉપદેશ કરતો ન હોય તે. ૨ જેની પાસે જવાથી સાચા શોધક અથવા પરમાર્થના દર્દીને, વચન સાંભળીને

અથવા અભ્યાસીઓની સ્થિતિ દેખીને, દીલમાં શાન્તિ અને આનંદ પ્રાપ્ત થશે, અને જેટલા પ્રમાણમાં તેના સંશય અને સંદેહ દૂર થતા જશે, અને પ્રશ્નોના પુરા જવાબ મળતા જશે, તેટલા પ્રમાણમાં તેની પ્રીતિ અને પ્રતિતિ સંતસત્‌ગુરુના અથવા સાધગુરુનાં ચરણોમાં વધતી જશે, અને અંતરમાં રાધાસ્વામીદયાળની દયાને પ્રત્યક્ષ કરીને અનુભવવાથી વિશ્વાસ દ્રઢ થતો જશે, અને પ્રેમ દિવસે દિવસે વધતો જશે; આથી વિશેષ એ છે કે વચન અને ભેદથી જે ઓળખાણ આવે છે, તેથી સાચા પરમાર્થીના દીલમાં થોડો ઘણો વિશ્વાસ ઉત્પન્ન થાય છે કે તેમની પાસે જવાથી મારૂં પારમાર્થિક કલ્યાણ થશે; આથી વિશેષ બીજી કોઈ ઓળખાણ સંતસતગુરુ કે સાધગુરૂની નથી. ૩ જો કોઈ થોડા વખત સુધી રાત્રિ દિવસ તેમનો સંગ કરે અને તેમની રહેણીકરણી, બોલચાલ, વ્યવહાર અને વર્તન દેખે તો તેના મનમાં દિનપ્રતિદિન એ વાતનો વિશ્વાસ બેસતો જશે કે તે જરૂર પુરા અભ્યાસી છે, અને તેમની રહેણી સત્વગુણી છે, અને તેનું પોતાનું પરમાર્થ તેમના સબંધી જરૂર બની શકશે. તે શિવાયની વિશેષ પ્રકારની ઓળખાણ સુરતશબ્દના અભ્યાસી શિવાય બીજાને માલૂમ પડશે નહિ; કેમકે અભ્યાસીની સ્થિતિનું ઓળખાણ અભ્યાસીજ કરી શકે છે. તેમજ સમજી શકે છે. બીજાની તાકાત નથી.

૧૨૬ જો કોઈ જુના ગ્રંથોમાં લખેલાં મહાત્માઓનાં લક્ષણ વાંચીને કોઈ મહાત્મા અથવા અભ્યાસીનું ઓળખાણ કરવા ચાહે, તો તેનું ઓળખાણ તે બીલકુલ નહિ કરી શકે, કારણકે કામ, ક્રોધ, મોહ, લોભ અને અહંકાર તેમજ મનની ઈંદ્રિયોના ચક્કરમાં તે પોતે પડયો છે, અને માલીકનો ભેદ

અને તેને મળવાની યુક્તિથી અજાણ્ છે, તેથી તેની શી તાકાત છે કે જે એવાં ચક્કરોથી ન્યારી રીતે વર્તે છે, અથવા એવી વૃત્તિઓ ઉપર કેટલેક દરજ્જે સ્વાર છે, એટલે જે તેમને પોતાના કાબુમાં લાવ્યો છે, તેમની સ્થિતિની થોડી ઘણી પરીક્ષા અને ઓળખાણ્ કરી શકે ? આવા લોકો હંમેશ ઠગાય છે, તેમજ ભવિષ્યમાં પણ્ ઠગાયાજ કરશે.

૧૨૭ આથી કરીને સાચા પરમાર્થીને માટે જરૂરનું છે કે, પ્રથમ તેમણે કેવળ વચનની ઓળખાણ્ કરવી; એટલે જેનાં દર્શન, વચન, અને સંગથી કુલમાલીકનાં ચરણોમાં ભય અને ભાવ ઉત્પન્ન થાય અને પરમાર્થની કદર અને ઉત્તમતા ચિત્તમાં પેદા થાય, અને દુનિયા તથા તેનો સામાન દિવસે દિવસે હલકા દરજ્જાનો, અને નિરસ અને નિરર્થક સમજવામાં આવતો જાય, અને જે ચીજો અને વાતોમાં સંસારી જીવો અટકી અને ફસી રહ્યા છે, તેનાથી મન ધીમે ધીમે પાછું હઠતું જાય, તો જાણવું અને સમજવું જોઈએ કે એવા પુરૂષના સંગ અને ઉપદેશથી એક દિવસ જરૂર સંસાર અને તેના બંધનોથી છુટકારો થઈ જશે, અને પરમપદ અથવા પરમાનંદની પ્રાપ્તિ મળી જશે. આથી વધારે તેના અભ્યાસ અને તેની ગતિની ઓળખાણ્ જ્યાંસુધી તે પોતે કેટલાક દિવસ અભ્યાસ નહિ કરે, ત્યાંસુધી માલૂમ પડશે નહિ.

વિશેષમાં તેવા પુરૂષનો કેટલાક દિવસ સત્સંગ કરે, અથવા તેની રહેણી અને કરણીનો થોડો ઘણો અનુભવ કરે; બાદ મનમાં વિશ્વાસ આવે ત્યારે તેના ઉપર ગુરૂભાવ લાવે, અને પછી જેટલે દરજ્જે બને તેટલે દરજ્જે તેની આજ્ઞાનુસાર પરમાર્થની કમાઈ કરવાનો અભ્યાસ કરે, અને જે વાતમાં

કસુર પડે તેને દૂર કરવાને વાસ્તે તેની અને રાધાસ્વામી-દયાળની દયાને માટે પ્રાર્થના કરે તો ધીમે ધીમે એક દિવસ તેનું કામ પૂર્ણ થઈ જશે.

## સાચા પરમાર્થીનાં થોડાં ઘણાં લક્ષણ અને સ્વભાવ નીચે લખવામાં આવે છે.

૧૨૮ દરેક પરમાર્થીને જરૂરનું છે કે, તેણે નીચે જણાવેલાં લક્ષણો પ્રમાણે પોતાના મનની સ્થિતિ અને ચાલની પરીક્ષા કરતા રહેવું.

૧ પરમાર્થીનું મન કોમળ અને ચિત્ત નરમ રહેવું જોઈએ, કે જેથી કોઈની સાથે સખત રીતે વર્તે નહિ, અને કોઈપણ દુઃખી માણસનું દુઃખ દયાપૂર્વક સાંભળીને જેટલે દરજજે પોતાની તાકાતને અનુસરીને બની શકે, તેટલે દરજજે તેને મદદ કરે, અને મદદ બની શકે તેમ નહોય તો ખરા હૃદયથી તેના દર્દમાં દયા અને દીલસોજી બતાવે.

૨ પરમાર્થની ઈચ્છા સાચી હોવી જોઈએ, અને સાચા પરમાર્થને માટે તેની શોધ બરાબર ચાલુ રહેવી જોઈએ; અને જયારે પત્તો મળી જાય ત્યારે વાદવિવાદ અને પક્ષપાત છોડી દઈ તેને ખરા દીલથી કબુલ કરી જે અભ્યાસ તેનો અનુભવ કરવાને માટે બતાવવામાં આવે, તેને સાચા મનથી અમલમાં મૂકે.

૩ કુલમાલીકની હાજરીનો પુરો વિશ્વાસ મનમાં રાખીને તેની ભક્તિ કરવાને માટે નવો નવો ઉમંગ મનમાં ઉઠાવવો જોઈએ.

૪ જે કોઈ સાચા માલીકનો પત્તો અને ભેદ સંભળાવે, તે શખ્સ પ્યારો લાગે, અને ખરી દીનતાથી તેમનો સંગ વારંવાર કરે, અને તેમની પાસે પૂર્ણ ભેદ અને યુક્તિ

આણીને જેટલે દરજ્જે જલ્દીથી બની શકે તેટલે દરજ્જે અભ્યાસ શરુ કરીને, પોતાના અંતરમાં થોડો ઘણો રસ અને આનંદ અનુભવે.

૫ ક્ષમા અને સહનશીલતા રાખવી, એ તેની આદત અથવા સ્વભાવ થઈ જવો જોઈએ, અને જ્યાંસુધી બની શકે ત્યાંસુધી કોઈની સાથે ગુસ્સો, તકરાર, અને ઝગડો ન કરવો જોઈએ.

૬ સંસારી લોક અને માયાના પદાર્થોથી મનમાં કેટલેક દરજ્જે અભાવ અને ઉદાસીનતા થવી જોઈએ. એટલે તેમને મળવામાં મનને ખુશી અને આનંદ ન થવો જોઈએ.

૭ સાચા પરમાર્થની કમાઈ કરવામાં સંસારી લોકોનો ડર અને શરમ ન લાવવાનો ઈરાદો મજબુત રાખે, અને જેટલે દરજ્જે બને તેટલે દરજ્જે આ નિયમ અનુસાર વર્તન શરુ કરે.

૮ સાચા માલીકની ભક્તિ તન, મન, અને ધનથી ઉમંગ સહિત કરવાની ઈચ્છા ચાલુ રાખે, અને જેટલે દરજ્જે બને તેટલે દરજ્જે તેનો અમલ કરે.

૯ સંસારીઓની પ્રસન્નતા કરતાં ગુરુ અને માલીકની પ્રસન્નતાની ઈચ્છા જેટલે દરજ્જે યોગ્ય હોય તેટલે દરજ્જે મુખ્ય એટલે પ્રધાનપણે રાખે.

૧૦ મન અને ઈંદ્રિયોને જેટલે દરજ્જે કાબુમાં લાવવાનું બની શકે, તેટલે દરજ્જે કાબુમાં લાવવાનો ઉમંગની સાથે મજબુત ઈરાદો રાખે.

૧૧ જે કામ અને ચાલ અથવા રીતરિવાજ કે જે પરમાર્થની ક્રિયામાં વિઘ્નકારક હોય, તેનાથી યોગ્યતા અનુસાર પોતાનો બચાવ કરે.

૧૨ નિંદા કરનાર લોકોનાં વચન સાંભળીને વિચારપૂર્વક વર્તન રાખે, અને વિચાર કરીને સમજે કે તેની નિંદા કેટલે દરજ્જે યોગ્ય કે અયોગ્ય છે, અને જો યોગ્ય છે તો તેમાં નુકશાન અથવા પરમાર્થી ફાયદો કેવી રીતે રહેલો છે, તેનો વિચાર કરે; અને જો કોઈ વાત બરાબર રીતે પોતાની સમજમાં ન આવે તો, પ્રેમી સત્સંગીને એકાંતમાં તેની હકીકત પૂછી, પોતાના મનની પરીક્ષા કરે, અને શાન્તિ પ્રાપ્ત કરે.

૧૩ જાતનો, કુટુંબનો, ધનનો, હુકમ અથવા ગુણ વિગેરેનો, કોઈપણ પ્રકારનો અહંકાર, પરમાર્થી વર્તન અને સત્સંગમાં રાખે નહિ.

૧૪ પોતાની કસુરો અને અવગુણોનો વિચાર કરીને પોતાને નિર્બળ, નાલાયક, અને ખરાબ દેખતો અને સમજતો રહે; અને દરેકની સાથે પ્રેમ અને દીનતાની સાથે વર્તન કરે, અને પોતાની કસુરોને દૂર કરવાને બરાબર રીતે પ્રયત્ન ચાલુ રાખે.

૧૫ જ્યાંસુધી બને ત્યાંસુધી ઈર્ષા અથવા વિરોધ અને ક્રોધને, પોતાના મનમાં પ્રવેશ કરવા ન દે, અને કોઈનું સારૂં કે ખોટું બીજાની આગળ તેની પીઠ પાછળ ન કહે, તેમજ બીજાઓનું ખોટું સાંભળવાની ટેવ રાખે નહિ.

૧૬ બીન જરુરી લોભ અને લાલચ કરે નહિ, તેમજ જરૂર વગર બીજા પાસેથી કોઈ પદાર્થ માગે કે લે નહિ.

૧૭ પોતાનાં માન બડાઈને માટે દેખાવ કે આડંબરનું કોઈ કામ કરે નહિ; કેમકે પરમાર્થમાં આવું વર્તન નિષ્ફળ અને નુકશાનકારક સમજવામાં આવે છે. જે જે કામ અથવા સેવા કરે તે તે ગુરૂ અને માલીકની પ્રસન્નતાને વાસ્તે અહંકાર રહિત દીનતાપૂર્વક કરે.

## રાધાસ્વામી મતના અભ્યાસીઓને નીચે લખેલા નિયમોની કાળજીથી સંભાળ રાખવી જોઇએ.

૧૨૯ જે કોઈ રાધાસ્વામીમતમાં દાખલ થાય, અને તેમાં ફરમાવ્યા પ્રમાણે અભ્યાસ શરૂ કરે, તેનો સુરતશબ્દમાર્ગનો અભ્યાસ બરાબર થઈ શકે, તેને માટે નીચે લખેલા નિયમો પાળવાની જરૂર છે.

૧ માંસાહાર કરવો નાહ્ઉ, તેમજ કોઈ નીશાવાળી ચીજ પીવી કે ખાવી નહિ. હુક્કો પીવો નીશામાં ગણવામાં આવતો નથી.

૨ દરરોજના સાધારણ ખોરાકમાં ધીમે ધીમે આશરે ચોથા ભાગ જેટલો કમી કરવો, તેમજ વધારે ચીકણા, ચોપડા, તેમજ સ્વાદિષ્ટ પદાર્થોનાં ભોજન વિશેષમાં ખાવાં નહિ.

૩ નિદ્રાને પણ કંઈક કમી કરવી; એટલે સાધારણ રીતે ૭ કલાકથી વધારે ઉંઘવું નહિ.

૪ સંસારી લોકોની સાથે જરૂરથી વધારે મેળ અને પ્રસંગ પાડવો નહિ; અને વગર જરૂરે કોઈના સંસારી પ્રસંગમાં માથું મારવું નહિ.

૫ સંસારી પદાર્થ અને ઈંદ્રિયોના ભોગોની ચાહના જરૂર સિવાયની ઉઠાવવી નહિ, તેમજ તેને માટે નકામો પ્રયાસ કરવો નહિ; પરંતુ જે ભોગ અને પદાર્થ અનાયાસે આવે તેનો પણ જેટલે દરજ્જે યોગ્ય હોય તેટલે દરજ્જે હોશિયારીથી ઉપયોગ કરવો.

૬ અભ્યાસના વખતમાં દુનિયા અને તેના પદાર્થ અને ભોગોના બીન જરૂરી તરંગો ઉઠાવવા નહિ, અને જો જુની ટેવ પ્રમાણે એવા તરંગો મનમાં ઉત્પન્ન થાય, તો તેમને જેમ બને તેમ જલ્દીથી દૂર કરવા

જોઈએ. તેમ નહિ કરે તો અભ્યાસનો રસ મળશે નહિ.

૭ સત્પુરૂષ રાધાસ્વામી દયાળ અને ગુરૂનો ડર કેટલેક દરજ્જે દીલમાં રાખવો, અને તેમની પ્રસન્નતામાં પોતાનું કલ્યાણ રહેલું છે તેમ સમજવું, અને તેમની નારાજીમાં પરમાર્થ અને સ્વાર્થનું નુકશાન રહેલું છે, એમ માનવું; અને તેમનાં ચરણોમાં દિન પ્રતિદિન પ્રીતિ અને વિશ્વાસ વધારતા જવું.

૮ જ્યાંસુધી બની શકે ત્યાં સુધી કોઈ જીવની સાથે વિરોધ અને ઈર્ષા દીલમાં રાખવી નહિ.

૯ કલમ ૮૪ થી ૮૮ સુધીમાં જે પ્રમાણે પુન્યકર્મ કહેવામાં આવ્યું છે, તે પ્રમાણે બની શકે ત્યાંસુધી કરવું, અને પાપકર્મથી જ્યાંસુધી બને ત્યાંસુધી બચતા રહેવું.

૧૦ રાધાસ્વામી દયાળની દયાનો હરવખત મનમાં ભરોસો રાખીને પોતાનો અભ્યાસ દરરોજ નિયમસર બે અથવા વધારે વખત કરતા રહેવું, અને સત્સંગનાં પુસ્તકોનો પાઠ પણ થોડો ઘણો કર્યા કરવો; કે જેથી અભ્યાસ તેમજ મન અને ઈંદ્રિયોની સફાઈમાં મદદ મળતી રહે.

૧૧ સત્સંગમાં હાજર રહેવાની હંમેશ ઉમંગ અને ખટક રાખવી; અને જ્યારે માલીકની મોજથી તેવો પ્રસંગ મળે ત્યારે ચિત્ત રાખીને હોશિઆરીથી વચન સાંભળવાં, અને તેમનું મનન કરીને પોતાને જરૂરનાં વચનોને પસંદ કરી, તે પ્રમાણે ક્રિયા અને વર્તન કરવાં.

૧૨ પોતાનાં મન અને ઈંદ્રિયોની ચાલને હંમેશ જોતા રહેવું, એટલે મનની ચોકીદારી એટલે સંભાળ રાખવી, કે તે ખરાબ અને પાપકર્મો અને તરંગોમાં જાય નહિ; અને જ્યાં સુધી બને ત્યાંસુધી મન અને માયાથી ઠગાવું નહિ.

૧૩ સાચા પરમાર્થી એટલે પ્રેમી જનથી પ્રીત કરવી; અને જ્યારે તેવા પ્રેમીજનનો મેળાપ થાય, તો ઉમંગની સાથે તેમનો સંગ અને સેવા કરવી, અને જો પ્રસંગ હોય તો પરોણાગત કરવી.

૧૪ જ્યાંસુધી બની શકે ત્યાંસુધી નકામાં અને ફાયદા વગરનાં કામો અને વાતોમાં પોતાના વખતને નિરર્થક ન ગુમાવતાં તેની પુરેપુરી સંભાળ રાખવી.

૧૫ જ્યારે કુલ માલીક રાધાસ્વામી દયાળને સર્વસમર્થ અને સર્વજ્ઞ સમજ્યા, તોપછી સ્વાર્થ અને પરમાર્થના પ્રસંગમાં જે કંઈ પ્રાપ્ત થાય તેને માલીકની મોજ સમજવી જોઈએ, અને મનને તે પસંદ પડે કે નહિ, પરંતુ તેને મોજની સાથે અનુસરવું જોઈએ; એટલે દુઃખને ધીરજથી સહન કરવું જોઈએ, અને સુખમાં પરમાર્થથી બેદરકારી કે ભુલાવામાં નહિ પડવું જોઈએ.

## કુલ વચનનો ટુંકામાં સાર.

૧૩૦ જો કે આ વચન ઘણું લાંબુ થયું છે, તેથી જરૂર છે કે તેનો સાર ટુંકામાં લખવામાં આવે કે જેથી આ વચનની મૂળ મતલબ વાંચનારની સમજમાં જલ્દી આવી જાય, અને થોડી ઘણી યાદ પણ રહેઃ—

૧ રાધાસ્વામીમત સત્‌મત છે.

૨ રાધાસ્વામી નામ કુલ અને સાચા માલીકનું નામ છે.

૩ આ નામ કોઈનું ધારણ કરેલું એટલે પાડેલું નામ નથી, આ નામની ધૂન દરેક સ્થાનપર પોતાની મેળે થઈ રહી છે, એટલે તે ધૂન્યાત્મક નામ છે, અને તેને સંત, સાધુપૂરૂષ, અથવા પ્રેમી અભ્યાસી સાંભળી શકે છે.

૪ રાધા નામ આદિ ધારનું છે કે જે કુલમાલીક એટલે

સ્વામીના ચરણથી નીકળી છે. સ્વામી નામ શબ્દનું છે, જેમાંથી ધૂન અથવા ધાર નીકળી છે, અને તેજ ધૂન અથવા ધાર સુરત છે. એટલા માટે રાધાસ્વામી નામનો અર્થ સુરત શબ્દ સમજવો જોઈએ.

૫ જ્યાં સુધી કોઈ માણસ પોતાના હૃદયમાં આ નામનો ભેદ અને અર્થ સમજીને ધારણ નહિ કરે, ત્યાંસુધી તેને અભ્યાસમાં પુરી મદદ મળશે નહિ, તેમજ ધુર એટલે છેવટના મુકામ સુધી નિર્વિઘ્ને રસ્તો તે કાપી શકશે નહિ.

૬ રાધાસ્વામીદયાળ જે કુલ માલીક છે. તેમનાં ચરણોથી જે આદિ ધાર નીકળી, તેજ નૂર, જાન, અને શબ્દની ધાર છે, અને તેજ ધારે ઠેકાણે ઠેકાણે સ્થંભીને એટલે મંડળ બાંધીને, સત્‌લોક સુધીની રચના કરી છે; અને ત્યાંથી બે ધારાઓ એટલે નિરંજન અને જ્યોત ઉતરી બ્રહ્માંડની રચના કરી છે, અને સહસ્ત્રદળકમળથી ત્રણ ધારાઓ જેમને સત્ત્વગુણ, રજોગુણ, અને તમોગુણ કહે છે, તેમણે નીચે ઉતરી પિંડદેશની રચના કરી છે. આ બધાનો સાર એ છે કે સમગ્ર રચના શબ્દની ધારથી થઇ છે, અને શબ્દજ કુલમાલીકનું પ્રગટ સ્વરૂપ એટલે પ્રકાશ છે, અને સર્વ જગ્યાએ ચૈતન્યનું બહારનું નિશાન અને પ્રગટ સ્વરૂપ શબ્દજ છે.

૭ શબ્દની ધૂન અથવા ધારનું નામ સુરત છે, અને આ બંને એટલે સુરત અને શબ્દ કુલ રચના અને તેની સર્વ ક્રિયા કરી રહ્યાં છે.

૮ આ લોકમાં પણ સર્વ કામ શબ્દ (એટલે બોલનાર) અને સુરત (એટલે સાંભળનાર) કરી રહ્યા છે.

૯ જ્યારે બાળક પેદા થાય છે, અને જ્યારે તે શબ્દ કરે છે, એટલે તે રડે છે, ત્યારે તે જીવે છે; તેમજ જ્યાંસુધી

મનુષ્ય બોલે છે, ત્યાંસુધી તે જીવે છે; અને નહિ તો તે મડદું છે એમ સમજવામાં આવે છે.

૧૦ સુરતની ધાર બંને આંખોની મધ્યમાં અંદરની તરફ છઠ્ઠા ચક્રના સ્થાન ઉપર છે, ત્યાંથી ઉતરીને દરેક શરીરમાં આવી છે, અને ત્યાંથી તેની બે ધારો થઈને જાગ્રત અવસ્થામાં બંને આંખોમાં આવીને આ લોકમાં મન અને ઈંદ્રિયોદ્વારા ક્રિયા કરે છે.

૧૧ સુરતચૈતન્ય સત્પુરુષ રાધાસ્વામીદયાળનો અંશ છે, અને મન નિરંજન એટલે કાળપુરૂષ અથવા બ્રહ્મનો અંશ છે, અને ઈંદ્રિયો અને દેહ માયાનો અંશ છે, એટલે તેના મશાલાથી બની છે.

૧૨ આંખોના સ્થાનથી સુરતની ધારને ઘરની તરફ એટલે કુલમાલીક રાધાસ્વામીદયાળના ચરણોમાં વિરહ અને પ્રેમ અંગ સાથે ઉલટાવવી જોઈએ. તોજ સાચો અને પુરો ઉદ્ધાર થશે; અને એજ ક્રિયાનું નામ સાચો પરમાર્થ છે.

૧૩ આ ઉલટાવવાની ક્રિયાનેજ સુરતશબ્દનો અભ્યાસ કહે છે, અને રાધાસ્વામીમતનો મૂળ હેતુ એજ છે, કે જીવ એટલે સુરત જે સત્પુરુષ રાધાસ્વામીદયાળનાં ચરણોથી જુગના જુગથી જુદી થઇ ગઈ છે, અને આ દેશમાં મન, દેહ, અને ઈંદ્રિયોના સંગથી દુઃખસુખ ભોગવી રહી છે, તેને ત્યાંથી ઉલટાવીને પોતાના અસલી ઘરમાં જે મહા પ્રેમ અને આનંદનો ભંડાર છે, અને જ્યાં કાળ, કલેશ, અને માયાનું બીજ પણ નથી, ત્યાં પહોંચાડવી; કે જેથી અમર અને અજર દેશમાં જઈ મહાસુખી થાય, અને જન્મમરણ અને દેહીઓનાં દુઃખસુખ અને કલેશથી તેનો હંમેશને માટે બચાવ થાય.

૧૪ સમગ્ર રચનાના ત્રણ દરજ્જા છે. ૧ **નિર્મળચૈતન્ય-દેશ** કે જેને **સંતદેશ** અથવા **દયાળદેશ** પણ કહેવામાં આવે છે. આ સ્થાનમાં માયા બીલકુલ નથી, અને તે કારણથી તે દેશ અમર અને અજર છે, અને મહાસુખ અને પરમ આનંદનો ભંડાર છે. ૨ નિર્મળચેતન્ય અને શુદ્ધ માયાદેશ. આ વિભાગની શરૂઆતમાં માયા પ્રગટી, પરંતુ તે સ્થાનમાં તે ઘણી સૂક્ષ્મ છે. આ દેશને **બ્રહ્માંડ** કહે છે. ૩ નિર્મળ ચેતન્ય અને મલીન માયાદેશ. તે સ્થાનમાં મલીનતા વધારે છે, અને તેથી તે દેશની રચના વિશેષ સ્થૂળ છે. આ વિભાગને પિંડદેશ કહે છે.

૧૫ જ્યારે આંખોની પુતળી સહેજ પણ ચઢી જાય છે, ત્યારે મનુષ્ય તરતજ બેહોશ થઈ જાય છે, અને જ્યારે ખેંચાઈ જાય છે, ત્યારે મરી જાય છે. આથી ખુલ્લી રીતે સમજાય છે કે દેહ, મન, ઈંદ્રિયો તેમજ સંસારનાં બંધનોનો છુટકારો સુરતને આ રસ્તેથી ઉલટાવવાથી એટલે ચઢાવવાથીજ થઈ શકશે. એટલે આ જુક્તિની કમાઈથી સાચી મુક્તિ અને ઉદ્ધાર બની શકશે, અને બીજી કોઈ રીતથી તેમ થઈ શકશે નહિ.

૧૬ પરમાર્થના નામથી બીજામતોમાં બહિર્મુખી ક્રિયાઓ અનેક પ્રકારની ચાલુ છે. તેનાથી ખરી મુક્તિ પ્રાપ્ત થઈ શકશે નહિ. ખરૂ જોતાં અસલમાં તેઓ મુક્તિનાં સાધન નથી, પરંતુ ભરમ છે.

૧૭ મુક્તિને માટે બીજાં સાધનો જેવાં કે પ્રાણની ધારની મદદથી અથવા બીજી કોઈ ધારની મદદથી સુરતને ચઢાવવાને માટે કરવામાં આવે છે, તેઓ પ્રથમ તો બહુજ કઠણ હોવાથી કોઈથી બની શકતાં નથી, અને જો કોઈ વીરલા જીવથી બની પણ શકે, તો તેવા અભ્યાસથી તે માયાના ઘેરથી બહાર

જઈ શકતો નથી. કારણકે શબ્દની ધાર શિવાયની બીજી સર્વ ધારો ગમે તે દરજ્જાની હોય, તોપણ તેઓ બ્રહ્માંડમાંથી ઉત્પન્ન થઇ છે, એટલે જ્યાંથી માયાની શરૂઆત થઈ છે, અથવા બીજા શબ્દમાં કહીએ તો જ્યાં માયા અને ચેતન્યની મિશ્રિત રચના છે, ત્યાંથી ઉત્પન્ન થઈ છે; અને આ કારણથી જો કોઈ આ ધારોપર સવાર થઈને ચાલશે, તો તે માયાના સ્થાનમાંજ રહેશે, અને દેહનાં બંધનો અને જન્મમરણથી મુક્ત થઈ શકશે નહિ.

૧૮ સુરતચૈતન્યની ધારપર માયા, ખોળ અથવા શરીર રૂપે રહી છે. એટલે જે પ્રમાણે માયાના સૂક્ષ્મ અને સ્થૂળ વગેરે દરજ્જા છે, તે પ્રમાણેનાં આવરણ અથવા પડદાઓ સુરતપર ચઢેલા છે; અને આ પડદાઓનેજ શરીરો કહેવામાં આવે છે. આ પડદાઓથી સુરતનો વિયોગ થવો, એટલે તેમની જુદાઈથી બહારની ક્રિયા રહીત થવું, તેનું નામજ મોત છે. આથી કરીને જ્યાંસુધી સુરત માયાના દેશમાં રહેશે, ત્યાંસુધી કોઈપણ પ્રકારના શરીરથી તે જોડાએલી રહેશે, અને તે કારણથી તેનું જન્મમરણ કાંતો જલ્દીથી અથવા વધારે વખત પછીથી ચાલુ રહેશે. આથી સંત ફરમાવે છે કે જ્યાંસુધી સુરત સંતદેશ અથવા દયાળદેશ એટલે નિર્મળ ચૈતન્યદેશ જ્યાં માયા બીલકુલ નથી, ત્યાં પહોંચશે નહિ; ત્યાંસુધી સાચો અને પુરો ઉદ્ધાર થઈ શકશે નહિ.

૧૯ સાચો ઉદ્ધાર કેવળ સદ્ગુરૂ અને શબ્દભક્તિથીજ થઇ શકે છે. બીજી કોઈપણ પ્રકારની ભક્તિ અથવા બીજી જાતના અભ્યાસથી તે પ્રાપ્ત થઈ શકતો નથી. સંતમતનાં અભ્યાસીને પ્રેમ અને ઉમંગની સાથે કરણી શરૂ કરવી જરૂરનું છે. કારણકે અભ્યાસમાં પ્રેમ અને ઉમંગ શિવાય સરળતા નહિ થાય, તેમજ

જેવો રસ અને આનંદ જોઈએ, તેવો નાહ મળે.

૨૦ દરેક આદમી ગમે તો સ્ત્રી અથવા પુરૂષ હોય, તેણે પોતાના સાચા અને પુરા ઉદ્ધારને માટે સુરત શબ્દનો અભ્યાસ કરવાની ખાસ જરૂર છે, અને તેનેજ સાચો પરમાર્થ કહેવામાં આવે છે. બાકીની જેટલા પ્રકારની બહિર્મુખી પૂજા અને અભ્યાસ છે, જેનો અંતરની સાથે કંઈપણ સબંધ નથી, તે સર્વ ભરમ છે, તેનાથી સાચું અને પુરું કલ્યાણ નહિ થઈ શકે. તેમની તેવી પૂજા શુભકર્મ તરીકે તેનું ફળ આપશે, એટલે તેનાથી થોડા વખતને માટે કોઈ સુખના સ્થાનની પ્રાપ્તિ થશે, અને જો અશુભ કર્મ બનશે, તો તેના બદલામાં દુઃખ ભોગવવું પડશે.

૨૧ કર્મની ક્રિયા માટે સુરતાની બેઠક આંખોના સ્થાનપર છે. એટલે જ્યારે જાગ્રત અવસ્થામાં સુરત આંખોના સ્થાનપર બેસે છે, ત્યારે મન અને ઇંદ્રિયોથી બહિર્મુખી ક્રિયા બને છે. હવે સંત ફરમાવે છે કે, જીવની ખાસ ફરજ છે કે, ભક્તિ અથવા અભ્યાસ કરીને જેટલું બની શકે તેટલું આંખોના સ્થાનથી ધીમે ધીમે અંદર સરકવું જોઈએ, એટલે તે સ્થાનથી જે ઉપર અને અંદરની તરફ ચાલવાનું શરૂ કરશે, તે જેટલે દરજ્જે અંદર જઈ શકશે, તેટલે દરજ્જે તેના કર્મનો બોજો કમી થતો જશે, અને ધીમે ધીમે એક દિવસ તે પુરૂષ નિષ્કર્મ થઈ જશે.

૨૨ સંતોએ ક્રિયમાણ કર્મના બે વિભાગ કર્યા છે. એક જે જીવની સાથે જાતી એટલે સ્વભાવિક સબંધ રાખે છે તે; અને બીજો જેનો સબંધ બીજાઓની સાથે વહેવારમાં છે તે. પહેલો પ્રકાર એ છે કે, જે ક્રિયા કરવાથી આ જીવ પોતાના માલીકની નજદીક પહોંચતો જાય, તે અસલી એટલે પરમાર્થી શુભકર્મ છે, અને જે કર્મ કરવાથી પોતાના માલીકનાં ચરણોથી દૂર થાય, તે અસલી એટલે પરમાર્થી અશુભકર્મ છે. બીજો પ્રકાર એ છે કે બીજા લોકોની સાથે

મન, વચન, અને કર્મથી એવી રીતનું વર્તન કરવું જોઈએ કે, પોતાના તરફ જેવા વર્તનની તે જીવ સામા મનુષ્ય પાસેથી ઈચ્છા રાખે, તેવું વર્તન તેણે પોતે રાખવું જોઈએ. આ વ્યવહારિક શુભકર્મ છે, અને એનાથી ઉલટું વર્તન કરવું તે વ્યવહારિક અશુભ કર્મ છે. પરમાર્થી જીવોને જરૂરનું છે, કે ઉપરના નિયમો અનુસાર જાતી અને વ્યવહારિક કર્મને યોગ્ય રીતે વર્તનમાં મૂકે.

૨૩ બીજા મતોમાં બહિર્મુખી કર્મોનો બહુજ વિસ્તાર કર્યો છે. કારણ એનું એ છે કે, સાચા અને કુલમાલીકની ભકિતની રીતિ અને મહિમાની, તેમજ સુરતશબ્દ અભ્યાસ, જેથી જીવ બહુજ જલ્દીથી કર્મના ઘેરથી છુટો થઈને પોતાના અસલી ઘરની તરફ જઈ શકે છે, તેની તેમને ખબર નહોતી. હવે જો કર્મો કરવાના બખેડામાંજ લાગી રહ્યા, તો જોકે એવાં કર્મોથી વખતે વ્યવહારિક શુભ કર્મ અથવા અશુભકર્મ બનશે, પરંતુ તેનું પરિણામ કાળ અને માયાના સંગથી જુદા થવામાં કદી આવશે નહિ; અને આથી જન્મમરણ અને દુઃખસુખની જાળમાંથી છુટકારો થઈ શકશે નહિ.

૨૪ જે મતોમાં કેવળ બહિર્મુખી પૂજા અથવા ગ્રંથોનુ ભણવું અને ભણાવવું ચાલુ છે, અને ઘટના ભેદથી અજાણપણું છે, તે મતોની કુલ ક્રિયા વ્યવહારિક શુભ અથવા અશુભ કર્મમાં ગણાય છે. તેનાથી મુક્તિ પ્રાપ્ત થઈ શકશે નહિ.

૨૫ અને જે મતોમાં થોડો ઘણો અંતર અભ્યાસ ચાલુ છે, અને તે કોઈ વર્ણાત્મક નામનું સ્મરણ, અથવા કોઈ દેવતા, અવતાર અથવા પરમેશ્વરનું ધ્યાન અથવા મુદ્રાનું સાધન છે, અને તે અભ્યાસનું સ્થાન છ ચક્રની અંદર છે; પરંતુ સંતોના ધામના ભેદની ખબર ન હોય તો આવો અભ્યાસ સાચી મુક્તિનું સાધન નથી. જરૂર કેટલાક કાળ સુધી આવા

અભ્યાસથી કોઈ સુખનું સ્થાન મળશે, પરંતુ ફરીથી જન્મમરણના ચક્કરમાં જરૂર આવવું પડશે.

૨૬ જે લોકો જ્ઞાની, વેદાન્તી, અથવા સુફી કહેવાય છે, અને પોતાને બ્રહ્મ માને છે, પરંતુ કોઈ અભ્યાસ બ્રહ્મપદમાં પહોંચવાને કરતા નથી, અને બ્રહ્મપદના ભેદથી અને તેના રસ્તાથી અજાણ છે, તેઓ પણ જન્મમરણના ચક્કરથી બચી શકશે નહિ. એવું જ્ઞાન કેવળ વાચકજ્ઞાન કહેવાય છે. સંતોના બતાવેલા અભ્યાસ પ્રમાણે ક્રિયા કર્યા વગર મન અને સુરતની ચઢાઈ અને સ્થિતિ બદલાતી નથી; તેમજ બ્રહ્મપદની પ્રાપ્ત થઈ શકતી નથી. કારણકે પ્રાણાયામનો અભ્યાસ તેની કઠણતાના કારણથી નહિ બની શકતો હોવાથી તદન નકામો છે. બીજા કોઈ અભ્યાસથી ધારેલો હેતુ પાર પાડી શકાતો નથી, અને આવા વાચકજ્ઞાનીઓ અને સુફીઓ પોતાની વિદ્યા અને બુદ્ધિના અહંકારમાં સંતોનાં વચન નહિ માનવાથી ખરા લાભથી વિમુખ રહે છે.

૨૭ નાસ્તિક અને બીજા મતો જે વિદ્વાનોએ ચાલુ કર્યા છે, તે મતોમાં તો કોઈ પરમાર્થી હકીકત છેજ નહિ, કેવળ પર-ઉપકારનો ઉપદેશ કરે છે, અને કુલમાલીકની હાજરીનો અસ્વીકાર કરે છે, તો પછી આવા લોક ભક્તિ અને અભ્યાસ કેવી રીતે કરી શકે ? આથી તેવા લોકોનો ઉદ્ધાર કોઈ રીતે થઈ શકતો નથી.

૨૮ રચનાની સ્થિતિને વિચારપૂર્વક જોવાથી સ્પષ્ટ રીતે માલૂમ પડે છે કે, કોઈ કુલ અને સાચા માલીક જરૂર છે. કારણકે રચનાના બનાવનારની કારીગરી, મતલબ, અથવા હેતુ, તેમજ સર્વ સમર્થતા દરેક ચીજમાં દેખાય છે; અને આ જીવ તેવા સમર્થ કુલમાલીક દયાળનો અંશ છે, એટલે તેમની અને જીવની જાતિ અથવા તત્વ એકજ છે. તો હવે

જે લોકો આ વાતનો સ્વીકાર કરતા નથી, તેઓ પોતાને માટે નુકશાન કરે છે, અને તેને પરિણામે અંતમાં તેઓ બહુજ પસ્તાશે.

૨૯ જે લોક તીર્થ, વ્રત, અને મૂર્તિ, મંદિર, અવતાર, અને દેવતાઓની પૂજામાં અટકી રહ્યાછે, અને ઘટના ભેદથી અને સંતમતની યુક્તિથી અજાણ છે, તેમજ તેની તપાસ અને શોધ કરતા નથી, તેમનો સાચો ઉદ્ધાર થઈ શકશે નહિ. તેમણે કરેલી ક્રિયાના કર્મનું ફળ જરૂર તેમને મળશે, પરંતુ તેથી સાચા માલીકના દરબારમાં પહોંચી શકાશે નહિ; એટલુંજ નહિ, પરંતુ તે અવતાર અને દેવતાનું અસલી સ્વરૂપ જે તેમના લોકમાં છે, તેનું પણ દર્શન તેમને મળશે નહિ. કારણકે પોતાની જીંદગીમાં અસલ સ્વરૂપની ખોળ કરી નથી, તેમને મરણ બાદ નકલનુંજ દર્શન પ્રાપ્ત થશે, પરંતુ તેવી નકલનું દર્શન થવાને માટે પણ શરત એ છે કે સાચી પ્રીતિ અને કોઈપણ પ્રકારના વિશ્વાસની સાથે મૂર્તિની પૂજા કરેલી હોવી જોઈએ. ફક્ત ટેક કે રીતરિવાજ મુજબ પરમાર્થની ક્રિયા કરી હશે, તો નકલીરૂપની પણ પ્રાપ્તિ થઈ શકશે નહિ.

૩૦ સાચા પરમાર્થીને માટે જરૂરનું છે કે, ભેદી અથવા અભ્યાસી ગુરૂની શોધ કરી, તેની થોડી ઘણી ઓળખાણ એટલે પરીક્ષા કરી, સુરતશબ્દમાર્ગના અભ્યાસમાં લાગી જવું, અને જે સાધનો બતાવવામાં આવ્યાં છે, તે પ્રમાણે ક્રિયા કરીને પોતાના મનને સુધારતા જવું. તેમ કર્યાથી જે વચનો સંતોએ કહ્યાં છે, તેની ખાત્રી તેને અંતરમાં મળતી જશે, અને કુલમાલીકની દયાનો પણ તે અંતરમાં અનુભવ કરી શકશે. એવી રીતે દિન પ્રતિદિન તેની પ્રીતિ અને પ્રતીતિ ચરણોમાં વધતી જશે, અને એક દિવસ પોતાના માલીકનાં ચરણોમાં પહોંચી જશે.

**સમાપ્ત.**

## રાધાસ્વામી દયાળની દયા, રાધાસ્વામી સહાય.

### રાધાસ્વામી પંથનાં પુસ્તકોની યાદી.

### પુસ્તક ગુજરાતી ભાષામાં.

| | |
|---|---|
| રાધાસ્વામી મતસંદેશ | ૦—૮—૦ |
| રાધાસ્વામીમત ઉપદેશ | ૦—૮—૦ |
| સાર ઉપદેશ | ૦—૮—૦ |
| સતસંગીઓને આશ્વાસન | ૦—૪—૦ |

### પુસ્તક હિંદી ભાષામાં નાગરી લીપી.

| | |
|---|---|
| સારબચન છંદબંધ બે ભાગ | ૪—૦—૦ |
| સારબચન વાર્તિક | ૧—૮—૦ |
| પ્રેમબાની ભાગ ૧ | ૨—૦—૦ |
| પ્રેમબાની ભાગ ૨ | ૨—૦—૦ |
| પ્રેમબાની ભાગ ૩ | ૨—૦—૦ |
| પ્રેમબાની ભાગ ૪ | ૧—૦—૦ |
| પ્રેમપત્ર ભાગ ૧ | ૩—૦—૦ |
| પ્રેમપત્ર ભાગ ૨ | ૩—૦—૦ |
| પ્રેમપત્ર ભાગ ૩ | ૩—૦—૦ |
| પ્રેમપત્ર ભાગ ૪ | ૩—૦—૦ |
| પ્રેમપત્ર ભાગ ૫ | ૩—૦—૦ |
| પ્રેમપત્ર ભાગ ૬ | ૨—૦—૦ |
| *સાર ઉપદેશ | ૦—૮—૦ |
| નિજ ઉપદેશ | ૦—૮—૦ |
| પ્રેમ ઉપદેશ | ૦—૮—૦ |
| *સંત મતસંદેશ | ૦—૮—૦ |
| *સંત મતઉપદેશ | ૦—૮—૦ |
| ગુરૂ ઉપદેશ | ૦—૧—૦ |
| *પ્રશ્નોતર સંતમત | ૦—૬—૦ |
| *વચન મહાત્માઓકે | ૦—૪—૦ |
| જુગતપ્રકાશ | ૦—૧૨—૦ |
| *સંતસંગ્રહ ભાગ ૧ | ૦—૮—૦ |
| *સંતસંગ્રહ ભાગ ૨ | ૦—૮—૦ |
| બિનતી વ પ્રાર્થના | ૦—૪—૦ |
| પ્રેમપ્રકાશ | ૦—૪—૦ |
| ભેદબાની ભાગ ૧ | ૦—૫—૦ |
| ભેદબાની ભાગ ૩ | ૦—૪—૬ |
| ભેદબાની ભાગ ૪ | ૦—૫—૦ |
| જીવનચરિત્ર સ્વામીજી મહારાજનું | ૦—૮—૦ |
| ,, હજુર મહારાજનું | ૦—૧૦—૦ |
| *બચન મહારાજ સાહેબ ભાગ ૨ | ૦—૮—૦ |
| ,, ભાગ ૪ | ૦—૮—૦ |
| ,, ભાગ ૫ | ૦—૮—૦ |
| બચન મહારાજ સાહેબ મજમુઈ | ૨—૧૨—૦ |

### પુસ્તક ઉર્દૂ ભાષામાં.

| | |
|---|---|
| સારબચન નસર | ૧—૦—૦ |
| *સાર ઉપદેશ | ૦—૮—૦ |
| નિજ ઉપદેશ | ૦—૮—૦ |
| *સંત મતસંદેશ | ૦—૮—૦ |
| કેટિકિઝ્મ એટલે સવાલ વ જવાબ | ૦—૬—૦ |

## પુસ્તક અંગ્રેજી ભાષામાં.

| | | | |
|---|---|---|---|
| *રાધાસ્વામી મતપ્રકાશ | ૦—૧૦—૦ | *ડીસ્કોર્સ મહારાજ સાહેબ | ૦—૮—૦ |
| સોલેસ | ૦—૮—૦ | | |

## પુસ્તક બંગાળી ભાષામાં.

| | | | |
|---|---|---|---|
| *સાર ઉપદેશ | ૦—૮—૦ | *સંતમત સંદેશ | ૦—૮—૦ |

જે જે પુસ્તકો સામે * ચિન્હ છે. તે સત્સંગી ન હોય તેને પણ આપી શકાય છે.

પુસ્તકો મળવાનું ઠેકાણું.

મેનેજર રાધાસ્વામી સત્સંગ—અલહાબાદ.

રાધાસ્વામી સત્સંગ—દાહોદ.

( ગજ્જીપળા [illegible] ).

રાધાસ્વામી સત્સંગ—કરમસદ.

આણંદ પાસે

